# ભજન-મણી.



પંડિત શ્રી દયારામ રતનશી શર્મા.

# ભજન-મણી.

યોજક અને પ્રકાશક.

## પંડિત શ્રી દયારામ રતનશીં શર્મા.

કચ્છ-સુમરી રોહા



ભજન ભુષણ, ભકિત ભુષણં, શિવ ભજનાવળી, દ્રષ્ટાંત
દર્પણ, વિવિધ બોધપ્રકાશ, રત્નબોધ વચનામૃત,
સહસ્ત્રી યશચંદ્રિકા, પતિવૃતા પારસમણી, સુબોધ
સુધાકર, ચતુર ચિંતામણિ, સંક્ષેપસંધા,
દયાસાગર, વહેમ વિદારણ, વિચિત્ર
વાતચિત, વિગેરેના સંયોજક.



મુંબઇ-ભુલેશ્વર છાપખાના ગુલાલવાડી ઘર નં૦ ૪૨
પ્રીંટર સખારામ ગુણાજીએ, માલીક દયારામ
રતનશીં ઠે૦ વડગાદી માટે છાપ્યું.



સંવત ૧૯૭૨——સન ૧૯૧૬

કીંમત બાર આના.



શેઠ પ્રાગજી સુરજી.

કચ્છ, સુમરી રોહા.

# અર્પણ પત્રિકા.

શ્રીમાન શેઠ.—

પ્રાગજી સુરજી વર્મા. કચ્છ, સુમરી, રોહા;
હાલે—મુંબઈ.

સ્વધર્મનિષ્ટ, પરોપકારી, ગૌ બ્રાહ્મણ વંદનિય, આપના તરફથી કુર્મ દેશ અન્તરગત રમણીકપુર નગરમાં ( કચ્છ, સુમરી, રોહા ) કન્યાશાળા, ખોલવામાં આવેલછે, જેથી રોહામાં બાલીકાઓ ઉત્સાહ પુર્વક અધ્યયનો અપુર્વ લાભ લઇ શકેછે, ભરતકળા, ગુંથણકળા, રાંધણકળા વિગેરે સ્રીઓપયોગી સુશિક્ષણ માટે ઉમદા પ્રકારની ભવિષ્યમાં આશા રાખવામાં આવે છે, તથા નદી કીનારે “ અન્તેષ્ટી આલય ” બાંધવામાં આવેલછે, તે પણ નગરનિવાસીઓને અતી યોપયોગી છે, તથા આપના તરફથી અનેક વખતે દીન જનોને અન્ન વસ્રાદિ દાનો આપવામાં આવેછે, સાક્ષરોની કદર કરોછો. શ્રી અને સરસ્વતીની આપનાપર પુર્ણ કૃપાછે, શ્રીમાન છતાં ગર્વ રહીતછો. સદાચાર, સદવિદ્યાવીષે પ્રેમ ધરાવોછો. લેખકોને વિદયોત્તકના હુર હમેશાં આપ સહાયતા કરોછો. આપમાં ઉકત અનેક પ્રકારનાં સદગુણો જોઈ હું આપને આ “ ભજન-મણી ” નામક પુસ્તક અર્પણ કરૂંછું તે સ્વીકારશો એવી આશાછે.

આષાઢ ગુરૂપુર્ણીમાં
મુંબઈ સં. ૧૯૭૨

આપનો શુભેચ્છક;
વ્યાસ દયારામ રતનશી શર્મા
ની આશીર્વચન.

# ભૂમિકા.

नामसं किर्तन यस्य, सर्व पाप प्रणाशनम् ।
प्रणामो दुःख शमनस्तं नमामि हरिं परम् ॥ १ ॥
श्री भागवत् ॥

**અર્થ**:—જેમના નામનું કીર્તન સર્વ પાપોનો નાશ કરેછે. તથા જેમને કરેલો પ્રણામ દુઃખને શાંત કરેછે. તે પરમાત્મા શ્રીહરીને હું નમું છું.

**कलौ केशव किर्तनम्**, કળી કાલમાં કેશવનું કીર્તનજ પરમ પદને આપનાર છે.

અમારા તરફથી "ભજન ભુષણ તથા ભક્તિભુષણ" નામક પુસ્તકો બહાર પડતાં લોકોપયોગી થતાં અમારા ઉત્સાહમાં વધારો કરવા કદરદાન, લુવાણા સદગ્રહસ્થો તથા ભાટીયા સદગ્રહસ્થોની ઉત્તમ લાગણી જોઇ આ "ભજનમણી" નામક પુસ્તકની યોજના કરાવામાં આવેલ છે, તેને પણ આદરથી વધાવી લેશો, આધુનીક સમયમા કાગળનો દુષ્કાળ હોવાથી ધારવા જેટલો પુસ્તકોનો કદ કરી શકેલ નથી તે માટે દરગુજર ચાહુંછું.

ફુરસદને વખતે ઇશ્વરના ભજન--કીરતન-પદનો સ્મરણ કરવું અને આત્માને પરમાત્મામાં લગની લગાવવી જેથીજ મોક્ષનો માર્ગ છે.

વ્યાસ—દયારામ રતનશી.

# અનુક્રમણિકા.

| પદ. | પાનું. |
|---|---|
| **થાળ સંગ્રહ.** | |

શ્રીહરિ કૃષ્ણાય નમોનમઃ

# શ્રી ભજન-મણી.



॥ नमामि नारायणपादपंकजं, करोमि नारायणपूजनं सदा ॥

॥ वदामि नारायण नाम निर्मलं,

॥ स्मरामि नारायण तत्त्व मव्ययम् ॥ १ ॥

॥ हे जिव्हे रससारज्ञे सर्वदा मधुर प्रिये,

॥ नारायणाख्य पीयूषंपिब जिव्हे निरंतरम् ॥ २ ॥

## શ્રીજી મહારાજની પ્રાર્થના.

### રાગ ધનાશ્રી.

કૃપા કરો ભગવાન, ભક્તપતિ કૃપા કરો ભગવાન;—ટેક.
માતને તાતને તુલ્ય તમેછો;
સેવક બાળ સમાન. ભક્તપતિ૦ ૧
બાળકના ગુન્હા સામુન જોશો,
તમે છો કરૂણા નિધાન. ભક્તપતિ૦ ૨
બાળક હોયછે બાળક સરખું,
અલ્પ મતિ નાદાન. ભક્તપતિ૦ ૩
જનનિ તેને જરૂર જાળવે,
ખુબ આપે ખાનંપાન. ભક્તપતિ૦ ૪
અન્ય જો કોઇ બાળને દુભે;
તેનું કરે ખેદાનમે દાન. ભક્તપતિ૦ ૫
કડવું ઔષધ માતાજી પાઇ;
થાવા નદે હેરાન. ભક્તપતિ૦ ૬
હરકત હરીને હરેક પ્રકારે;
ગુણનિધિ આપોછો જ્ઞાન. ભક્તપતિ૦ ૭
ભગવત સુતના સદા તવ સેવક;
ધરે તમારૂં નિત્ય ધ્યાન. ભક્તપતિ૦ ૮

## ૨-જીભને શિખામણ-રાગ પ્રભાત.

જીભ લડી તને હરિ ગુણ ગાતાં, આવડું આળસ કયાથીરે ?
લવરી કરતાં નવરાઇ ન મળે, બોલી ઉઠે મુખમાંથીરે-જીભ૦
પર નંદા કરવાને પુરી, શુરી ખટ રસ ખાવારે,
ઝઘડો કરવા ઝુઝે વેહેલી, કાયર હરિ ગુણ ગાવારે.-જીભ૦
અંત કાળે કોઇ કામ ન આવે, વહાલાં વેરીની ટોળીરે,
સ્વજન ધારીને સર્વ સ્વલેશે, રેહેશો આંખો ચોળીરે.-જીભ૦
તલ મંગાવોને તુલશી મંગાવો, રામ નામ સંભળાવેરે,
પ્રથમ તો મસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવોરે.-જીભ૦
ઘર લાગ્યા પછી કુપ ખોદાવે, આગએ કેમ હોલ વાશેરે ?
ચોરો તો ધન હરી ગયાં પછી, દીપકથી શું થાશેરે.-જીભ૦
માયા ઘેનમાં ઉંઘી રેહેછે, જાગીને જોતું તપાશીરે,
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંશીરે.-જીભ૦
હરી ગુણ ગાતાં દામ ન બેસે, એકે વાળ ન ખરશેરે,
સેહે જે પંથનો પાર ન આવે, ભજન થકી ભવ તરશે.-જીભ૦

## ૩ ભજન-કીર્તન.

કથા સુણ ભાગવત ગીતા, કથા સુણ ભાગવત ગીતા;
ઉસીમેં સારા જગત જીતા,
ફજર ઉઠી રામનામ રટના, અષ્ટપુરી રામનામ રટના,

અંતમેં કોઇ નહીં અપના, સંગ ચલેગા એક તારકા કપડા;
જગ સારે રૈનકા સપના—કથા સુણુ

સાખી

ચાર દીનેકી ચંદનનીને, બહોત અંધેરી રાત,
સમજલો ધલ અપને મનમેં, જુઠ કપટકું ત્યાગ,
હાથભર જાઉગી ગીતા—કથા સુણુ.
ઘડીમેં વાદળ ચડી આવે, ઘડીમેં સબ જલ વરસાવે,
ઘડીમેં ઘરઘરમેં ગાવે, ઉસીકી મરમ નહીં પાવે,

સાખી.

કાલચક્ર માથે ફ્રરે ઉસકી ખબર ન હોય,
જાગે આ સો નર જાગ ગયા, ને સોતા રહે ગયા સોદે.
પડયો રહયો હરણીપર ચીતા—કથા સુણ.
ચોર ચોરી કરી લાવે, ધરવ લઈ કયા પદવી ચાવે,
મલીધા ભેરા હોઇ આવે, કરે પીલ અપની મનાઘ્ર વેર.

સાખી.

જમ મારેંગા જુમણાં તારી કોઇ ન ભરશે સાંખ
મીઠા મન તું સમજ પ્રાણી, આખર હોયેગા ખાખ,
એક દીન વાંચીલે ગીતા—કથા સુણુ.

દુઃખસુખ દુર કરી ઢાલો, વજકી છાતી કરી રાખો,
એસી ધરમ રીત પાળે, કીસીકી ગરધન મત મારો,
દાસ હરીકા ઇંયુ કહે, કઠણ લગનકી આસ,
મેર કરો મારાજા મુપર દુપત રાખો રામ,
રટુ મન રામ નામ સીતા—કથા સુણ.

ભજન—૪

પ્રથમ સરસ્વતી ગણપતી ગાઇએ, ગુરૂ દેવને શરણેરે જાઇએ,
પધ પુજીને પાવન થાઇએ, ગરૂડે ચડી આવજો ગીરધારી,
હું છું ચરણકી દાશી તમારી, ગરૂડે ચડી આવજો ગીરધારી,
હસ્તીના પુરમાં તે હોળ બંધાણાં, બેઠા જોધ્ધાને પાશાંરે ઢાંડયાં,
પેલે પાશે હસ્તનાપુર હાર્યાં, ગરૂડે ચડી આવજો ગીરધારી.
માતા કુંતાજી છે શોભાવંતી, સતી સારદા છે ધ્રપતી,
મારી વારે ચડો જાદવપતી, ગરૂડે૦
બીજે હાર્યાં તે ધીરત ભંડાર, રાજા ધર્મ કરેછે વિચાર,
એમ હાર્યાં છે વારંવા, ગરૂડે૦
ત્રીજા પાશે અનુરાઇ નિચારી, દુત વિધા થકી ગયાં હારી,
ચોથે હાર્યાં દ્રૌપદાજી નારી, ગરૂડે૦
એમ બોલ્યાં દુર્યોધન અહંકારી, તેડી લાવો પાંડવ કેરી નારી,
એમ બોલ્યાં છે બહુ અભીમાની, ગરૂડે૦

એક દુત ઘોડતોંરે ગયો, સતી આગળ ઉભોરે રહયો,
કર ઝાલીને કેશજ ગ્રહયો, ગરૂડે૦
સતી ભરૈરે સભામાં આંયાં, છુટાં કેશને મનમાં લજાણાં,
દુષ્ટી દુર્યોધન બહુતાયાં, ગરૂડે૦
એમ બોલ્યાં દુર્યોધન અહંકારી, ખોરે વેશો પાંડવ કેરી નારી,
એમ બોલ્યાં છે મુઢ ઘેમારી, ગરૂડે૦
ખોરે બેસે ગદા ભીમકેરી, તુને કાલે લીધો છેરે વેરી,
તો પાંડવે કુળ કીધો વેરી, ગરૂડે૦
તુને સતીએ દીધાં છે શ્રાપ, તુને લાગાં પુરવનારે પાપ,
ખોરે બેસસે શોક સંતાપ, ગરૂડે૦
રાજા ધર્મનો ધર્મમાં ધ્યાન, રૂડા અરજુનને વિશ્રામ,
ભીમસેનનને મન ઘણું ખેદ, ગરૂડે૦
દુર પંથે છે ધોવરકા ગામ, ત્યાં પોઢયાં છે શ્રી ભગવાન,
ઝળકી ઝાગશે શ્રી ઘનશ્યામ, ગરૂડે૦
સતી ત્રાહે ત્રાહે પુકારે, મુખે રામ કૃષ્ણને મુરારી,
મારી વારે ચડો વનમાલી, ગરૂડે૦
વાલો ભરીરે સભામાં આયાં, પાંચ પાંડવના મન ભાવ્યાં,
પંચાળીનાં ચીર લઇને આવ્યોં, ગરૂડે૦
લાવ્યાં કોરાને ધડબંધાં, લાવ્યાં ચીર પટોરાને ઘાટ,
તેનો કોઇ ન પામે પાર, ગરૂડે૦

વાલે નવશો નવાણું, ચીરપુર્યાં, તેમાં એક નવ રહયાં અધુરો,
વાલે તાગડે તાગડે ચીર પુર્યાં, ગરૂડે૦
જે કોઈ પાંડવાનો પદગાવે, તેને ક્રોડ યજ્ઞ ફલ થાય,
કર જોડીને નરશૈઓ ગાય, ગરૂડે૦

૫ રાગ-ગરૂડે ચડી આવજો ગીરધારી.

જનક ઘરે પરશુરામ પધાર્યાં, ખંભે ચાંપ ચડાવીને આવ્યાં,
ભોજન કરવા મિંદરે પધાર્યા, ધનુષ ભાંગો રામજી બળવંતા.
એમ બોલ્યાં સીતા ગુણવંતા, ધનુષ ભાંગો રામજી બળવંતા.
જનક ઘરેછે બાળ કુંઆરાં, ઘોડો કરીને રમવા પધાર્યાં,
ત્યાં અદ્દભુત દીઠા છે ભારી, ધનુષ૦
ત્યારે પરશુરામ બોલ્યાં વચન, દેવ પુત્રી તું ધરજેરે મન,
એવી પણરે લીધીછે રાજન, ધનુષ૦
જનક ઘરે પરશુરામ પધાર્યાં, જનકે યજ્ઞના પત્ર લખાવ્યાં,
દેશ દેશથી મહિપતી તેડયાં, ધનુષ૦
રામ લક્ષમણ વિશ્વારેમિત્ર, વાડીમાં આવી કીધાં છે તંત્ર,
ફૂલ ફુલનાં કીધાંછે યંત્ર, ધનુષ૦
જનક સામૈયો કરીને પધાર્યાં, થાળ મોતીને ફુલડે વધાર્યાં,
નગર જોવા બાંધવ બે જણ આવ્યાં, ધનુષ૦
ત્યારે સીતા વાડી જોવા જાએ, સાથ સખીઓ ભેળા સીતા જાએ,
રામ લક્ષમણ તે દીઠાંછે ત્યાંએ, ધનુષ૦

ઘનશ્યામ મુરતી રૂપાળી, સીતાને જાણી જોઇને લાગી સારી,
સીતા રામની ભ્રગુટીરેધારી, ધનુષ૦
રામ વિન્યા બીજો નવધારૂં, પીતા માનશે તો બહુ સારૂં,
નહીંકાં જાશે જીવતર અમારૂં, ધનુષ૦
ત્યારે સીતા વાડીરે જોવા જાએ, અસ્તુતિ કરે ઉમેયાને,
ઇભરથાર દેજો મોરી માત, ધનુષ૦
વાજીંત્ર વાગે અણુ તોડ, ધનુષ ભાંગવા આવ્યાં ઘણાં સુર,
બાથ ભરૈછે ભરપુર, ધનુષ૦
ત્યારે બીજો ઉઠયો તેણીવાર, ધનુષ ખસ્યો નહિ તર,
ભોંઠો પડયોને શ્વાસ અપાર, ધનુષ૦
જનક જાણીને વાત વિચારૈ, ધનુષ ફરતી કચારી રચાઇ,
રાવણ બેઠા વચમાંહી, ધનુષ૦
મુને છોડારે રાજન, નહિ તો મારીશ કોઈ કરે દીન,
તાડી મારી હસ્યાં સર્વેજન, ધનુષ૦
જનક કહે હવે ઘણું થયું, ક્ષત્રી વીન્યા બીજું ન વરહયું,
પુત્રી કુમારીને પણ ગયું, ધનુષ૦
ત્યારે લક્ષમણને ચડયો છે ક્રોધ, રામ ઉતારે એનું નુર;
વિશ્વામિત્રા આજ્ઞા આપો, ધનુષ૦
સીતા મનમાંહે કરેછે ચિંતાએ, હવે શ્યોરે કરૂંરે ઉપાય;
રામ લક્ષમણ આયા મંડપ માહે, ધનુષ૦

ત્યારે લક્ષમણ કરે સુણો ભ્રાંત, ગુરૂ વઢશે જાણી જોઇ બાત;
સીતાને વઢશે એનું તાત, ધનુષ૦
ડાબે હાથે ધનુષ ઉપાડયો, ત્રણ્ ટુકડા કરીને પછાડયો;
રાજા જનકનાં મનડા મનાયા. ધનુષ૦
પાસે ઉભાં જનક કેરી બાળા, કોટે રૂપૈછે વરમાળા;
કર જોડી આત્મારામ બોલ્યો; ધનુષ૦

## શ્રીજીની પ્રાર્થના.

### ૬ પ્રથમ નારદમુનીરે હરી હરી–એ રાગ.

રમરૂ શ્રીજીને આજરે હરી હરી, સાહે થાશે મહારાજરે હરી હરી.
સહેજાનંદ સ્વામીને વિનવુંરે હરીહરી,અક્ષર ધામમાં જાવુરે હરીહરી.
ભકતો તણાં દુઃખ કાપેરે હરીહરી, બ્રહ્મ મહોલાના સુખ આપેરે હરી.
શ્વેતદ્વિપમાં જાઇએરે હરીહરી, બદ્રી ગંગામાં નાઇએરે હરીહરી.
એકાંતીક ધર્મનાં નાથરે હરીહરી, રહેછે સંતોની સાથરે હરીહરી.
ભકતોને ચડેછે વારેરે હરી હરી; યોગીઓતે ધ્યાનમાં ધારેરે હરી હરી
માનસી પુજામાં આવેરે હરી હરી; સાથે મુકતોને લાવેરે હરી હરી.
દર્શન કીધાથી દુઃખ જાયરે હરીહરી; પાપ તે પ્રલય થાયરે હરીહરી
સાધુ સ્વરૂપે અવતારરે હરીહરી; કર્યો ધર્મનો પ્રચારરે હરીહરી.
ભરત ભુમીનો હર્યો ભારરે હરીહરી; એવાંછે પ્રાણ આધારરે હરીહરી.
ઘણાને બતાવ્યાં ચમત્કારરે હરીહરી, સર્વ કરે નમસ્કારરે હરીહરી.

વચનામૃતનું કરૂં પાનરે હરીહરી; ધરૂં તે પ્રભુનું ધ્યાનરે હરીહરી.
શિક્ષા પત્રીનો બોધ સારોરે હરીહરી; લાગે મને બહુ પ્યારોરે હરીહરી
સતસંગ જીવ શ્રેષ્ટરે હરીહરી; પાર ઉતરે તે નેષ્ટરે હરીહરી.
એવાં અનેક કર્યાં ઉપકારરે હરી; વર્ણવતા ન આવે પારરે હરી.
અનેક જીવોની કરી મુક્તિરે હરી; જેણે કરીછે શ્રીજીની ભક્તિ હરી.
સ્વામી નારાયણનો નામ સાચોરે હરી; સ્થુલ દેહનો ભરોંસો કાચોરે.
માલા ફેરે નરનારીરે હરીહરી; એછે ઉગરવાની બારીરે હરીહરી.
મનુષ્ય દેહ અતિ સારોરોરે હરી; માટે શ્રીજીને નિત્ય સંભારેરે હરી.
પાંચ વરતમાન પારોરે હરીહરી; પાપ જાએ હજારોરે હરીહરી.
માનસી પુજાનો રાખો નેમરે હરીહરી, થાશે તે કુશલ ક્ષેમરે હરીહરી
સાધુ બ્રહ્મચારીની કરો સેવારે હરી; પામશો અમૃત મેવારે હરીહરી
સતસંગ સુખદાઇરે હરીહરી; શ્રીજીની આપું વધાઇરે હરીહરી.
બ્રહ્મ મહોલો દુર્લભ હરીહરી; ભજે પ્રભુ તેને સુલભ હરીહરી.
દૃઢમન કરી ભજોરે હરીહરી; કુડ કપટ સર્વે તજોરે હરીહરી.
જમના દુતો નાસેરે હરીહરી; શ્રીજી રહેછે પાસેરે હરીહરી.
કષ્ટ સર્વે થાય દુરરે હરીહરી; પ્રભુ છે હાજરા હજુરરે હરીહરી.
માટે મુકો માનરે હરીહરી; નિશ્ચે મલશે ધામરે હરીહરી.
અનેક જન્મોનાં જાએ દુઃખરે હરી, પ્રભુ આપે તે સુખરે હરીહરી.
મનવચન રાખો એકરે હરીહરી; શ્રીજી રાખશે ટેકરે હરીહરી.
કહે વિપ્ર દયારામરે હરીહરી; અક્ષય ધામની હામરે હરીહરી.

શ્રીજીનીને જાઉ શરણેરે હરીહરી; નમુ નિત્ય ચરણેરે હરીહરી.
ગાય શિખે કરે પાઠરે હરીહરી; શ્રીજી મલે સાક્ષાતરે હરીહરી.

## ૭-પદ. રાગ ગરબી.

આવીઓ આવીઓ આવીઓરે, નરદેહ તારે તરવાને આવીઓ. ટેક.
જાગ્યો ત્યાં લગી જડનીરે ગડબડ બાકીનો સુઇને ગમાવીઓરે. ન૦
ખુટશે આયુષ્ય ક્ષણ ક્ષણ જાતાં કોડ ઘણો હૈડે કદીલાવીઓરે. ન૦
લખ ચોરાશીમાં રઝડીશજો કદી કાળે અચાનક ચાખીઓરે. નર૦
તે માટે તું શરણ જા તેહનેજે ગુરૂ વેદે પરમાવીઓરે. નરદેહ૦
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજીને છુટીશ માયાથી તું ફાવીઓરે.ન૦

## ૮-સત્સંગ નોકા. રાગ ઉપરનો.

નાવછે, નાવછે, નાવછે, રે સતસંગ તરવાનું નાવછે. ટેક.
દુઃખદને દુસ્તર ભવજલથી, કાંઠામાં કીચનો જમાવછેરે. સતસંગ૦
કર્ણધાર સદગુરૂ બેઠાછે તેને, પાર ઉતરવાની કળા યુક્તિ કાવછેરે.સ૦
લક્ષ ચોરાશી ફરી પરી આવ્યો, કાંઠે ન બોલે રૂડો દાવછેરે. સત૦
ચુકયો તો પરી જાસે તણાણો, આગળ નીર લાવ લાવછેરે. સત૦
માત, તાત, ભ્રાત, સુત, કુટુંબ કબીલો, સર્વ બુડયાના ઉઠાવછેરે.સ.
આ અવસર ફરી હાથ ન આવે, જન્મ ધર્યાનો લાવછેરે. સત૦
ગુરૂ વિશ્વનાથ ચરણજ ડોશા, જ્ઞાન નગારે ઘાવછેરે. સતસંગ૦

૯- ગરબી. ( સર્વ વ્યાપક પરમાત્માની એકતા. રાગ એજ. )

એકછે, એકછે, એકછે, રે ભૂત પ્રાણીમાં આતમ એકછે.-ટેક.
સાક્ષીરૂપે ભેદ લેશન ભાસે, નામરૂપ જોતાં અનેકછેરે. ભૂત૦
એકરવી જેમ આકાશમાંહી, જલજલ પ્રતિબિંબથી અનેકછેરે.ભુ.
વસ્ત્ર વિષે એક અનુસ્યુત તંતુ, વસ્ત્ર નામરૂપથી અનેકછેરે. ભુત૦
સુવર્ણ એક જેમ આ ભૂષણમાં કુંડલ કટકાદિથી અનેકછેરે. ભુ૦
મૃત્તિકા સદૈવ એકરૂપે રહીછે, ઘટાદિ વિકારથી અનેકછેરે. ભુત૦
સંસાર સાગર બ્રહ્મજ લીપ્ત રહ્યા, સીકર, ફેન, તરંગો અનેકછેરે.ભુ.
ગુરૂ વિશ્વનાથ ચરણરજ ડોશા, સમજે તેને વિવેકછેરે. ભુત૦

૧૦-રાગ ગરબો. ( કચ્છી ભાષા. )

ધારજા ધારજા ધારજા વલાહાંણે ધર્મ સનાતન ધારજા;
દુઃખ દીંધલ પંજેં વિષયે મંજાથી, મનની વૃતિ હાંણે વારજા. વ૦
સદગુરૂ ચરણ જે શરણ થેઇને, વેદાંતકે રોજતા વિચારજા. વલા૦
અહંબ્રહ્મ અસ્મિ એડો નિશ્ચય કરીને, આતમ સ્વરૂપઇ સંભારજા.વ.
કામ ક્રોધ લોભ મોહ મત્સર નેમદએડેં, શત્રુએંકે શાંતિઃસેં સંહારજા.
પંઢજો પઢપણું પંઢ ન્યારેને, પંઢકે પંઢઇ ઉદ્ધારજા વલા૦
હેલી મેલી મંડીસે હલીને જગતમેં, ઠરી પંઢ બેંકેવરી ઠારજા. વ૦
પરસ્ત્રી માધિય ભેંણ જીંઅ જાણે; બ્રહ્મચર્ય વ્રત શુદ્ધ પારજા. વ૦
ઋષિ પ્રભા કરજો બોધ સુણી કરે અંતરમેં;
પલપલ પ્રભુકે સંભારજા. વલા હાંણે૦

## ૧૧-રાગ એજ.

માણજા માણજા માણજા વલા હાંણે બ્રહ્માનંદ સુખરોજ માણજા.
જગતમેં પાખંડ જા; જેજા અંધ પંથતેંકે,
ભુલે ચુકે કહેં કીંમ તાણજા. વલા હાંણે૦
દ્વૈતને અદ્વૈત જો વિચાર કરે અંતરમેં;
આતમા અનાતમા કે છાણજા. વલા૦
એકમેવા દ્રયં બ્રહ્મ શ્રુતિ શબ્દ પુકારેતી,
તેં જીસ ચીગા લઇ પ્રમાણજા. વલા૦
જ્ઞાનને વૈરાગ્ય રૂપી રતનેકે કઢોબાર;
પ્રભુ જે ભજન રૂપી ખાણજા. વલા હાંણે૦
વિવેક વૈરાગ્ય ષટસંપતિને મોક્ષ ઈચ્છા;
સાધન સાધેને તત્વ જાણજા. વલા૦
રૂષિ પ્રભાકર ચેસજો જગતઇ રામરૂપ,
જાણે કરે રામકે વખાણજા. વલા૦

## ૧૨-રાગ એજ.

ગાઈજા ગાઇજા ગાઇજા, વલા હાંણે ગોવિંદજા ગુણ ગાઇજા.
સદગુરૂ મુખ શાસ્ત્ર શ્રવણ કરેને;
બેંકેવરી પ્રેમસેં સુંણાઇજા. વલા૦
મહા અમુલય જન્મ મનુષ્ય જો મલ્યો તેંકે;
ભજન વગર મવંજાઇજા. વલા૦

સારને અસાર ઇસ્વરૂપ જો વિચાર કરે;
અસાર છેડેને સાર ચાહીજા વલા૦
સચા અનુભવી જોકો ઋષિ મુનિ માહાત્મા:
સેવે તેંકે અખીએંતે રાઇજા. વલા૦
લેહેણું ચડી વેઓ અએ ચોરાસી જો જન્મે તેંકે.
જરૂર સંહેર અંઇ લાઇજા વલા૦
ઋષિ પ્રભાકર એ પ્રભુજે ભજનમેં,
અવિનાશી મહા મોંજ ભાઇજા. વલા૦

૧૩ ગરબી-રાગ એજ.

જાઓછો જાઓછો જાઓછોજી તમારૂં મન માને ત્યાં જાઓછો.
સહાયછે સહાયછે સહાયછેરે જયકૃષ્ણ ગુરૂ જેને સહાયછે.
જ્ઞાન ગંગામાં નિત્ય ન્હાયછેરે, જયકૃષ્ણ ગુરૂ જેને સહાયછે-ટેક
શરણાંગતને શુધ્ધ શુધારસ નિત્ય ઘોળી ઘોળી પાયછેરે
ભાવ ભકિતથી દરસન માત્રે પાપના ઓઘ બળી જાયછેરે-જય.
શ્રધ્ધાસહીત જો શ્રવણ કરે તો જીવ મટી શીવ થાયછેરે-જય.
ભયરૂપ ભવસાગરને સહેજમાં નાથ કહે પાર ઉતરાયછેરે-જય.

૧૪ રાગ એજ.

થાયછે થાયછે થાયછેરે ગુરૂ શરણે જતાં શું થાયછે,
સોનાસરખો સમય વહિજાયછેરે, ગુરૂ શરણે જતાં શું થાયછે-ટેક

જ્ઞાનગંગાનું નીર તરછોડી અવિદ્યા ખાળમાં શું ન્હાયછેરે-ગુરૂ.
ઘી માખણને વહેતુરે મુકી, છાસ પીવાને જાયછેરે-ગુરૂ.
ઉપદેશરૂપી માલપુડા છોડીને કોદરામાં લલચાયછેરે-ગુરૂ.
નાથ કહે ચેતનર કાળતણા મુખમાં, હાથેથી કેમ સપડાછેરે-ગુરૂ.

## ૧૫ રાગ-એજ.

જાયછે જાયછે જાયછેરે માહા મોંઘો આયુષ્ય વહિજાયછેરે,
કાલ ક્ષણક્ષણ પ્રત્યે ખાયછેરે, મહા મોંઘો આયુષ્ય વહિજાયછેરે. ટેક.
પાણી ગયાપછી પાળ બાંધવાથી કહે કોણ સુખીઓ થાયછેરે-મહા.
ઘર લાગ્યાપછી કુવો ખોદાવી, અગ્નિ ઓલવવા જાયછેરે-મહા.
બાલપણ ખોયું રમત ગમતમાં, યુવામાં કામ લુંટી ખાયછેરે-મહા.
વૃદ્ધ થયો પણ સાન ન આવી નાથ કહે પાછળ પસ્તાયછેરે-મહા.

## ૧૬ રાગ-એજ.

ખાયછે ખાયછે ખાયછેરે કામક્રોધ લોભ ચોર ચુંટી ખાયછે,
સંતશરણે જતાં શું થાયછેરે, કામક્રોધલોભ ચોર ચુંટી ખાયછે-ટેક
મોંઘો મનુષ્ય દેહ મળીઓછે તોપણ, વિવેકવિણ અથડાયછેરે-કામ.
શબ્દાદિક વિષસમ વિષયોને, વલગી વિષ્ટામાં ધાયછેરે-કામ.
દહિં જામેલું મુકીરે દિલમા પાણી વિલોવવા જાયછેરે-કામ.
નાથ કહે સમજીને જા ગુરૂ શરણે,નહીં તો સદા હાયહાયછેરે-કામ.

### ૧૭-રાગ એજ.

નાવછે નાવછે નાવછે રે ભવસિંધુ તરવાને ગુરૂ નાવછે.
જેમાં મોહરૂપી જલ ગરકાવછેરે, ભવસિંધુ તરવાને ગુરૂ નાવછે. ટેક
વિવેકરૂપી હાથ ઝાલો હલેસા, કામાદિ મચ્છનો જમાવછેરે. ભવ.
સોહં સુરતાનો સઢ ચઢાવી, વાસના વાયુનો અટકાવછેરે. ભવ.
શબ્દ સુખાન દ્રઢ સમજીરે સાનમાં, પરલે કીનારે પડાવછેરે ભવ.
સાચા ગુરૂને સોધીરે કાઢી, નાથ કહે લેવાનો લાવછેરે. ભવ

### ૧૮-રાગ એજ.

દાવછે દાવછે દાવછે રે, નર ચેતિલે ચેતવાનો દાવછે.
નિશ્ચે નિશાનનો ઠરાવછેરે, નર ચેતિલે ચેતવાનો દાવછે.-ટેક.
દેહ જુદાં પણ સોહં સરવમાં, સરખે ન ધારે ધાવછેરે. નર.
નામરૂપ કચરો દુર કરીને, અસ્તિ ભાંતિ પ્રીય ભાવછેરે. નર.
દ્રષ્ટા સ્વરૂપ શુદ્ધ પોતાને પારખી, દ્રશ્ય સરવનો અભાવછેરે. નર.
નાથ કહે ગુરૂ જપ કૃષ્ણ કૃપાથી, મારે તો મારો પ્રભાવછેરે. નર.

### ૧૯-રાગ એજ.

એકછે એકછે એકછેરે, દ્રષ્ટા સાક્ષી સરવમાં એકછે.
મુઢમતીઓમાં અનેક છેરે, દ્રષ્ટા સાક્ષી સરવમાં એકછેરે.-ટેક.
ઘટજળ પુરિત જુદા દિસે, પણ ઇંદુનું બીંબ એકમેકછેરે. દ્રષ્ટા.
તણ ખામ સાલને દિવા આદિકતે, વન્હિનો સૌમાં વિવેકછેરે. દ્રષ્ટા.

નામરૂપ મિથ્યા ભાસે માયાથી, જેને સ્વરૂપનો ટકછેરે. દ્રષ્ટા.
નાથ કહે જે જન નહિ સમજેતો, તેના કરમની રેખછેરે. દ્રષ્ટા.

૨૦-રાગ એજ.

સારછે સારછે સારછે રે, સતસંગ સંસારમાં સારછે.
બીજે મિથ્યા માયાનો મારછેરે, સતસંગ સંસારમાં સારછે—ટેક.
ખોટું સ્વપ્નુને ખોટા મનોરથ, ખોટા પ્રપંચનો ખ્યાલછેરે. સત.
સારૂં મારૂં સૌમાની રહ્યા, પણ મૃગજલવત વ્યવહાર છેરે. સત.
શુદ્ધ ચિત્તથી કર સેવા તું સંતની, મુક્તિ તણુંએ દ્વારછેરે. સત.
નાથ કહે હુંને મારૂં તજીશતો, હરિ મળતાં શીવાર છે. સત.

૨૧ ગરબી-રંગમાં રંગમાં રંગમાં-એરાગ.

પ્યારમાં પ્યારમાં પ્યારમાંરે, મન લોભાણું નારીના પ્યારમાં,
જાળમાં જાળમાં જાળમાંરે મન લોભાણું જગતની જાળમાં-ટેક.
મન જોબનથી થઇ અલબેલો, ચાલે ફુલી ફુલીને ફાળમાંરે. મન.
જ્ઞાન મારગની ગતી નવજાણી, અવર રસ્તે ફર્યો અંધારમાંરે. મન.
કીરતન ઉજાગરે શીર તારૂં દુઃખે, રંડીગાને હુશીઆર માંરે. મન.
તેલ ફુલેલ તું અંગે લગાવી, અંતરની ભભકાર માંરે. મન.
સદ્દગુરૂની તું શેવા કરીલે, ફોકટ ફાંફા મારમાંરે. મન.
સત્ય કમાણી સુખેથી કરીલે, પ્રીત છોડીદે હરામ માંરે. મન.
હરી ચરણે ચિત્ત ચોડી નિરંતર, મળજે સુસંતની સમાજમાંરે. મ.

આદી અનાદી એકજ છે નારાયણ, ભરમે ભુલી ભવ હારમાંરે. મ.
રાઘવરામ શ્રીહરીને ભજીલે, છુટે ચોર્યાશીની જાળમાંરે. મન.

## ૨૨ ચિંતામણી.

હે મન મુઢ તું પામર પ્રાણી, ગુરૂ સાહેબકી ખબર ન જાણી.
જેણે જલબુંદ સુપેદાકીનું, તાંકો નામ ઘડી નહીં લીનું.
પરમારથ ન ચીન્યોહી પાપી, જેણે દેહ અમુલખ આપી;
જતન કરી જઠરામાં રાખ્યો, ઉપર અંતર પછેડો નાંખ્યો.
અમૃત અહાર દીયો અવીનાસી, નકચક રૂપ કીઓ પ્રકાસી.
નેણે નાસીકા શ્રવણ બનાયા, હાથ પાઉં સબ સુંદર લાયા.
રચના રચી બની બહુ તેરી, કાયા કંચન કરો હમેરી.
નાથજી ઉગારો મોહે, નીમીશ ભજન નહીં ભુલું તોએ.
કરૂં બંદગી કરૂણા કીજે, અબકી વેર ઉગારી લીજે.
શાશ ઉસાસ સંભારૂં સાંહીં, જલ થલમેં પ્રભુ રહો સમાહી.
ઘડીઘડીકા ગુનો હમારા, તે તમ બક્ષો સજન હારા.
પરધન પર ધોવારા, વાંકુ સંગ તજું સંસારા.
કરૂં હરીનુ ભજન શીરનામું, ફરી ગર્ભવાસ નહીં આવું.
સંકટ સરવે વારો સ્વામી, નમન કરૂં પ્રભુ અંતર જામી.
સમજ સમજ પ્રાણી પછટાયો, જ્ઞાન ધીરજ હૃદયસે ખોયો.
લાગી એ સંસારકી માયા, ખબર નહીં મેં કયાં સુ આયા.

માત પીતા મળી લાડ લડાવે, સગા કુટુંબ સબ દેખન આવે.
નેત્ર દેખી સહુ હુલરાવે, રામ નામ તો કોઇ ન સીખલાવે.
બે વર્ષકો ચારે જબહીં, બાલક ખેલ ભયો તબહીં,
દશ બાર વર્ષકો હોવે જબ, સુંદરનારી પરણાવે તબ.
કૃષ્ણ કથા સુની નવ ગમે, સ્રીયા દેખી આનંદમેં રમે.
હરીજન દેખી હાંસી આવે, તીલક ન તુલસી નિકટ ન લાવે.
સાધ સંગતમાં કબહુ ન આવે, પરમારથકું કોડી ન દીવે.
પેટ ભરે જેમ પશુ સમાનાં, શુદ્ર ભોગ ભોગવે નાનાં.
અલપ સુખ ભોગવે નાના, વનીતા સંગ કરે નિત્ય તાનાં.
અલપ સુખમેં કરે આનંદા, જુઠો લોભ લગાયો ધંધા.
જુઠી જગતકી હે સબ બાજી, રંગ પતંગ જેસે રહે રાજી.
ખ્યાલ ખુશીકો ખાવે, સપનામાં રઘુનાથ ન આવે.
પલટા કેશ સપેતહીં આયા, તાં લગ પ્રભુ નહીં સંભાર્યા.
સાઠ સીતેરકી જડી જબ લાગી, વિષયા તૃષ્ણા તોયે ન ભાગી.
એડ આકડે લાકડી જાલે, મનકી આશ્યા તોએ ન મેલે.
બાંધ પકડ જમપુરીમે લીનું, જમ દુત દેખકે મનમે બીનું.
ધર્મ રાજાકે આગે આયો, પુછ્યો પ્રાણીકાં કમાયો.
પુન્ય ન કીનો પણ અધર્મ અપારા, કુડ કપટ ચોર કામ ન ઠારા,
એ મેરે મુખ આગલ મત રાખો, કુંભીપાક નરકમેં નાંખો.
રોમ રોમ વીંછી તન તોડે, અજગર સર્પ ખુબ મુખ મોડે.

દીનમેં જનમ ધર દશવીશા, તોએ ન સમરે જગદીશાં.
પુનર જનમ મરણુ આવે તેરા, ભકિત વિના નહી ઓધારા.
ભકિત કરો તો ભવ દુઃખ ભાગે, જપ તપ દાન કછુ નવ લાગે.
કહે પ્રીતમદાસ ગુરૂ ઉપકારી, દીઓ જ્ઞાન લીઓ ઉગારી.
એટલી પ્રીતમદાસની ચીંતામણી, ભાવે કરી ને ગાવે.
ગાએ સુણે સીખે પ્રેમ કરી, તેને વૈમાન પ્રભુના આવે.

## સાત ભુમીકા.

### ૨૩ રાગ-રામકથાની ચોપાઈ.

બુધે બોધ દીયોરે ગોવિંદા, ઇચ્છે મુકત છુટે જમ ફંદા.
કરે હરી ભજન કથા ગુરૂ સેવા, પુજે ભકત નિરંજન દેવા.
રામ મિલનકું ચાહીએ આનંદા, પ્રથમ ભોમીકા ચડે ઉતંગા-૧

ગુરૂ જ્ઞાનનો શબ્દ ઉચારે, સુની સુની વારંવાર વિચારે.
સુક્ષ્મ દ્રષ્ટી અસ્થ લઇ જુએ, નિત્ય અનિત્ય વિવેક જઉએ,
પ્રભુ સું પ્રીત સંસાર ઉદાસા, દુજી ભુમિકા હે સતવાસા- ૨

સુક્ષ્જીત મન ઇંદ્રીકું લાવે, સગુણ નિર્ગુણ સમાધી લગાવે,
બાહેર વૃતિ જો નાના પેખે, અંતર દ્રષ્ટિ આત્મા દેખે.
ભય તજી નિર્ભયપદ લલચાના, ત્રીજી ભોમીકાભેદ લખના-૩
સુનિસુનિ મથન ભયો બ્રહ્મમાંહી, આપે બ્રહ્મ ઓર કોએ નાહીં
એક અખંડ અદ્વિત પદ કહાવે, સ્વપ્ના સહીતક દ્વૈત મિટાવે.
(સ્વં)પદ ભયો તત્વ નામ યુકતા, ચોથી ભોમીકા જીવન મુકતા-૪

આદિત અનુભવિ અરક અજવારા, તામેલિંન ભયા ગુણ તારા:
સચિદાનંદ રહયો હુએં સમાઇ, ઔર કછુ સંગ ભાવત નાંહીં.
જ્ઞાન બુદ્ધિકા વારંવારા, પાંચમી ભુમીકા હે નિરધારા-૫
સોમે નિરમલ હોત પ્રકાશા, ચૈતનમાં હિકરત નિવાસા,
જો સુખ હોત સુષપ્તિમાંહીં, બીનજ ગાલયો જાગતનાહિં;
જ્યાં દેખે ત્યાં બ્રહ્મજ દેખે, છઠ્ઠી ભોમીકા વિજ્ઞાનપેખે-૬
મંગલરૂપ હોઇ રહયો સોઇ, આપે બ્રહ્મ ઔર નહિં કોઇ,
તુરીઆતીત શ્વરૂપ જોકાવે ધેધ્યાતી કોઇ દ્રષ્ટ ન આવે;
સુધિ નહિ દેહ સંકલપ નિવારા, મધુરા અંગ યથામત વારા.-૭
બ્રહ્માનંદ ભયો રસ ભોગી, તન અભિમાન રહિત સોજોગી,
ભાવે દેવ ભોજન લૈઆવે, ભાવે આંવર આત ઓઢાવે;
પ્રાલબ્દ લગે વયુ રહયો તશે, દેખત માત્ર દ્રગદ્રપટ જેશે.-૮
કોદિન સરીર ફિરે અબંધા, જેસે કાચરી ભુજંગ સમંદા,
કૈવલ પદ પ્રમાન દશોઇ, સાત ભોમીકા પુરણ હોઇ;
સાત ભોમીકા વિશેષ્ટ સુનાવે, જન હુરીદાસ હરખ ભરી ગાવે.-૯

## જ્ઞાનની સપ્ત ભુમીકા. ( સાતવાર )

૨૪ રાગ-ગરબી અથવા ઓધવજી સંદેશો કેજો શામને-એ રાહ.

સોમે શુભ ઇચ્છા જીવને ઉપજે,
હોય સારા જેના પુરવના સંસ્કારજો;

બ્રહ્મ જાણુવાને તલપે મન તેહનું,
એ તેની પહેલી અવસ્થાના આચાર જો.
વેદાંત યોગમાં આ ભુમિકાનું આવું રૂપ છે-ટેક.

મંગલે શાસ્ત્ર ગુરૂને સેવવા,
યત્નશીળ થાય મુકીને અભિમાન જો;
તત્વબોધ શ્રધ્ધાથી ઉરે ધારશે.
સુવિચારણા એછે બીજી ભુમિ પ્રમાણજો-વેદાંત૦

બુધે બાહ્ય વૃતિ વિષયોથી વળે,
દુર થાય મનનો સ્થુલ આકાર જો;
પરમ તત્વનું ચિંતન નિત્ય કર્યા કરે.
તનુ માનસાએ ત્રીજી સ્થિતિ પ્રકાર જો-વેદાંત૦

ગુરૂએ વિવેક ખ્યાતિ સાધક મેળવે,
અંતરમાં થાય સત્વ તણો વિકાસ જો;
અવિદ્યા કાર્યો સહિત બાધ પામી જશે.
સત્વા પતીમાં જ્ઞાનનો થાય પ્રકાશજો-વેદાંત૦

શુક્રે જીવન મુક્ત થઇને યોગી વિચરે,
માયિક વિષયોનો રાગ નહિ તેને લેશજો;
પ્રાપ્ત સીદ્ધિઓમાં અના સકિત પુરી રહે.
અસંસકિતકાએ પાંચમી સ્થિતિનો નિર્દેશજો-વેદાંત૦

શનીએ બ્રહ્મવિના દ્રશ્ય દેખેજ નહીં,
પર ઇચ્છાથી વૃતિ બહાર થાય જો;
વાસનાની અતિક્ષીણતાને તે અનુભવે.
પદાર્થ ભાવની તે છઠી દશા કહેવાય જો—વેદાંત૦

રવી તુર્યામાં બુદ્ધિ કૈવલ્ય રૂપે રહે,
તુટે નહિ કદાપિ સમાધિ વિવેક જો;
નથુરામજી પ્રતાપે કહેછે પ્રેમજી,
સપ્ત ભુમિકા પૃથક પૃથક પ્રત્યેક જો—વેદાંત૦

### ૨૫-જ્ઞાનકુંચી રાગ ભુજંગી.

કશી વાતનો ખરખરો મન ન આણો,
સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરો ને તમે કોટી લક્ષ વિચાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર.—લખી૦

હરીચંદ્ર રાજા મહા પુણ્યવાન,
નહિ કોય સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર ભર્યો નીર ભાર.—લખી૦

સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
જેના નામથી થાએ નિષ્પાપ દેહ;
તેણે ઇંદ્રસાથે કર્યો વ્યભિચાર.—લખી૦

જુઓ જાનકીજી પડયા દુષ્ટ હાથ,
જેના સ્વામીછે કોટી બ્રહ્માંડ નાથ;
આપો આપ લક્ષ્મી તણો અવતાર.—લખી૦
વલી પાંડવોની કહું એક વાત.
જેના સારથી નિત્ય વૈકુંઠનાથ;
હર્યા રાજ રિદ્ધિ તથા નિજનાર.—લખી૦
મહા પુન્યકારી જેને સિદ્ધનાથ,
ચાલી નિસરે આનારી લૈવન સાથ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર.—લખી૦
સામાટે તમે ભાર માથે ધરોછો,
વલી હું કરૂં હું કરૂં એમ કરોછો,
કરો તે તમે ચિતમાથે કરાર.—લખી૦
કરી વિનતી સર્વને કહું વાત,
રચ્યા ભુષણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભલ્યા જોગ સાધુ વિચાર.—લખી૦

## જ્ઞાન ગીત.

### ૨૬—છંદ લલિત.

સદગુરૂ તણા શર્ણને ગ્રહો, અખિલ જનમની આપદા દહો,
ગુરૂપદાં તમાં સર્વ સંપદા, ત્રિવિધ તાપદા શાંતિદા સદા. ૧

સદગુરૂ તણી સેવજે કરે, વૃજીનવારધી અંજ સાતરે,
ગુરૂ પદાંતની પાંશુ પર્શહી, અમિત દેહના દોષ કર્ષહી. ૨
ગુરૂ પ્રસાદની જ્ઞાન પામાયે, વિષય ભાવના વેગી વાળીએ,
ગુરૂ મુખામૃત પાન કીજીએં, લગનતાં ધરી લાભ લીજીએં. ૩
તજી પ્રમાદને યત્ન તે કરો, જગત યંત્રમાં ફેર નહિં ફરો,
સત કૃતી કરી સ્વાંત સોધજો, વિષય વાતથી ચિત્ત રોધજો ૪
શુધ વિચારથી સારધાર જો, વિર સદ્રસ્યથી વૃતિવારજો,
સમ દમાદિને સધ સાદજો, વિદિત તત્વને વૃંદવાજજો. ૫
વિષય વાતની તાત ત્યાગજો, મુદિત પાપથી મુક્તિ માગજો,
કવચિત કામના કુટ નાણજો, તન ધનાદિને જુદ જાણજો. ૬
કુલ કુટુંબવા ભ્રાત ભામિની, કુહક કામદા ધોતિ દામની,
કુટીલ કેલમાં દીનદંપતી, કલુષ કાંતને નેક નામતી. ૭
સકલ સાજછે આશકરણી, અરર આપદા અંતછે ધણી,
સમજી મર્મને સુલકતા હરો, કદી કું પંથમાં પાવ નાધરો. ૮
સુરિત સંપદી સર્વદાસજો, અસુર સંપદી અંગથી તજો,
પ્રથમ સંપદા મોક્ષદા સહી, અપર બંધકા કંશદા કહી. ૯
અધમ જંત જે આસુરી ગ્રહે, નિરય નાથની સાશ નાશરે,
સુધર સંગ્રહે દૈવી સંપદા, અસુય આસુરીના દરેકદા. ૧૦
સજી સુભાંગને બોધ સાધજો, લખી નિજાત્મને દ્વૈત બાંધજો,
ગરિય જ્ઞાનથી ગ્રંથિ ગાલજો, વિરજી વિશ્વને બ્રહ્મ ભાલજો. ૧૧

પરમ તત્વમાં ધારી ધીષણા, તુરત સાગજો આન ઇષણા,
સજગ સાધજો યોગ સંપતી, નકીલ ન્યુનતા રાખજો રતી. ૧૨
રહસિ દેશમાં થાન થાપજો, પ્રણવ ધ્યાનથી પાસ કાપજો,
મન ગીરા સદા મૌન રાખજો, વિવિધ વાસના દુર નાંખજો. ૧૩
પ્રણીત વૃત્તિની એકતાનતા, સુમતિ સંવેદતાસ ધ્યાનતા,
વિગત વાતમાં દીપ ભાયથા, ચિકિત ચિતની ઉપછે તથા. ૧૪
રમણ રાજ્યે યોગ યુક્તનો, અતિ અગાધ છે મોર મુક્તનો,
સુખ સમાધીમાં સ્વરી જેલહે, નિર અગમ્ય તે સામ સુકરે. ૧૫
લલિત છંદ એ છંદનો, મુગટ માનજો ચોર ચંદનો,
રસીક લાભ છે જ્ઞાન ગીતનો; સુજન સાંભલો પોસ પ્રીતનો. ૧૬

### બુદ્ધીને શીખામણ કચ્છી ભાષાનું પદ.

૨૭ રાગ—કુંજીનો.

તું નિજ સ્વરૂપ સંભારરે બુદ્ધિ, તું આત્મ તત્વ વિચારરે બુદ્ધિ;
તું ભટકમ ભવજલમેં, હાંણે ભમજ મ દુઃખ દલમેં હોદ.
લક્ષ ચોરાશી તું બહુ ભમૈએ બુદ્ધિ, તેં જો અજ માન આયો અંતડાં
હીન રતન રતનરે બુદ્ધિ, તું પામૈએ પુરવ પુન્યસે—તું નિજસ્વ૦
તો તુચ્છ કાજ સુખજે કાજરે બુધ્ધિ, ભવદુઃખ દિઠે બહુ ભાતજા;
તું અજમાંન થૈએ ઉપરામરે બુધ્ધી, હિનસોણે જેડે સુખનું—તું૦
કુડો કુલ કુટુંબ પરિવારરે બુધ્ધી, તેં મૈં આશકત થૈએ અજાણસેં;
તો કેરૂ આરીધિં હેકી યારરે બુધ્ધી, જુકો આતમ પ્રિય મંજમે—તું૦

રઈ દેહ વક્ષ આપુડારરે બુધ્ધી, તું તો લોભાણીએ મધ લારમે;
દિન રાત્રી ઉંદર કતરીએ બુધ્ધી, નીચેકાલ વ્યાલ વાટ ન્યારે તો–તું.
તોકે પોચણુ સાથે પરદેશરે બુધ્ધી, તું તાંખો ભર મહિન દેશમે;
ઠાણે ટાંણે વૈથી વાટરે બુધ્ધી, નકા મુલ ગંઠડી ગમાઇધી–તું નિજ૦
સદગુરૂ શરણ તું સોંઢરે બુધ્ધી, જુકો જ્ઞાની અનુભવી મહાત્મા;
નિતપાંએ જે પંથ તું પુછરે બુધ્ધી, જીંય આરોઅચેહીન જાનઓ-
રામનામ જપ ધ્યાન કરરે બુધ્ધી, જેથી પ્રગટે પ્રેમ લક્ષણાં;
તુ રામસેંથી તદરૂપરે બુધ્ધી, ટરે ભેદ પરમ અનાદીજા–તુ નિજ૦
થીએ પરમ નીર્મલ મનરે બુધ્ધી, તેમેં શુભ સાધન અચેં ખરા;
વિવેક વૈરાગ ષટસંપતીરે બુધ્ધી, ઇત્રે ચોથો તાં હાંણેજયાં–તુ નિ૦
મોક્ષ ઇચ્છાકો નતી કરીએ બુધ્ધી, જુકો દુઃખ નાશ સુખરૂપ આગે
જે ધામમે વેંજી ન વરણુ બુદ્ધી, ભગન ઘટાકાશ મહાકાશવત–તુ૦
તુ તત્વજ્ઞાનકે પામજ બુદ્ધી, જેથી મોક્ષ મીલે તતકાલમેં;
તો જો મીટે જન્માદિક બંધજ બુદ્ધી, જુકો મુંમે ભાસ્યો તો જે સંગમે-
ઇંતા જીજ્ઞાસા કાલજો બોધરે બુદ્ધી, સેતા ચેયો જીજ્ઞાસુ જેહે તસેં;
ઇઅચેં પીતાંબર રામરે બુદ્ધી, નિજધીયજી ધીજી યાહસેં–તુ નિ૦

## ૨૮–રાગ કુંજીનો.

આંજે દરશનજી અએ આશરે મેરામ,
આંજે ચરણેજી અએ પેંઆશરે મેરામ.

નિત્ય તલખાતી તીન કારણે;
જીંઅ જલહી તલપે મીનરે મેરામ.
જીંઅ ચાતક મેઘ જલબુંદ લાએ,
પક્ષ વોણા પક્ષી જીંઅ માલરે મેરામ.
નઢા વાછડા માજે દુધલાએ,
તીંહ તલપે મુંજો મનરે મેરામ.
આંજો મુખ દઠેજી ચાહેશ,
જીંઅ દેવકી રૂં ધૈ કંશરે મેરામ.
રાજ કન્યા રૂં ધૈ ભોમાસુરે,
જીંઅ ગજહીં રૂ ધેઓ જલજુડરે મેરામ.
તીંહ આઠ રૂં ધૈ અજ્ઞાનસે,
જીંઅ ઉનીજા બંધન છોડે આ મેરામ
દુખ દાયક દુષ્ટ જે ડલમેં,
તીંહ મુંજો જનમાદીક બંધરે મેરામ.
મટ મુલ અગાકે મારે તે,
આંજી ભગત વછલતા સુણીએ મેરામ.
સુણી ઉમંગ ભરે ઓ મુંજો હીંઅડો,
આંજો અધમ ઓધારણ નામરે મેરામ.
સુણી હરખ ભરે ઓ મુંજો હીંઅડો,
જપ તપ વ્રત કષ્ટ નથી કરી આં મેરામ.

કાલા વાલા કરી આં આજે નામજા,
વેદ શાસ્ત્ર અર્થસે ન સમજા મેરામ.
એક અક્ષર ગુરૂએ વતાવ્યો,
સુણો આર્ત ભકતજી અરજ મેરામ.
નીજ બરધકે સંભારેઓ,
નીંદ્ર મુકે મશો તતકાળરે મેરામ.
સાચી અંતરજી પ્રીત પાલેતે,
એઓ પ્રીતમ આઉં ન ઓડખાં મેરામ.
આં વિના જગ જહાનમેં,
તન મન ધન વચ પ્રાણરે મેરામ.
કુલ ભ્રાન કરીઆં આજે નામતાં,
થોડા ચેઓ ઘણું કરી જાણજો મેરા.
સરવે અંતર જામી આતમાં.
ઈંઅ ચહે પીતાંમર રામરે મેરામ.
આંજી ચરણમેં ચીત ધારીઆં.

૨૯-રૂષિરાજના પદ.

ભલે શુકન થાએ સારાં, આનંદ છેરે લોલ.
મલો લાકડીનાં ભારાં, આનંદ છેરે લોલ.
ભલે નવે ગ્રહ રૂઠાં, આ૦

ભલે દુધ મેહ વુઠાં. આ૦
હાલ મરણથી ન બીવું; આ૦
ભલે ક્રોડ વરષ જીવું. આ૦
ભલે પુષ્પ લૈ પુજો, આ૦
ભલે ધુળ નાંખી ધુરૂજો. આ૦
ગણો ગુણી અલકે ગાંડો; આ૦
ભલે ભાવે એમ ભાડો. આ૦
ગણો રાચુઓકે રંટી. આ૦
ભલે પારખો પાખંડી, આ૦
રૂપી રાજના રૂહાએ, આ૦
વ્યાપી રહયો છે સદાએ, આ૦
કોઇનો ખુટવ્યો ન ખુટે, આ૦
ચોર હાકમ ન લુટે, આ૦
ભલે મમળો હાથી હુદો, આ૦
ભલે બંધીખાને બાંધો. આ૦
ભલે રહુ સદા ભોગી, આ૦
ભલે મળો રૂખી ભાજી, આ૦
ભલે મલો રસોઇ તાજી, આ૦
ભલે ધીરમન થાપો, આ૦
ભલે અપમાન આપો, આ૦

વેમ બધી થાએવાની, આ૦
બ્રવકામ જુછે ધ્યાની, આ૦
ઋષિરાજ રામ રાજી, આ૦
હવે કામ ઈજ કીજે, આ૦

### ૩૦—પદ બીજું.

આ તો સાચુકે સ્વરૂપનું, આ શું થયું રે લોલ.
જગત જાણે છે અપનું તે ક્યાં ગયું રે લોલ.
યામ રેલી શીભાળું; આ શું થયું રે લોલ,
કામ કળી યુગનું કાળું, તે ક્યાં ગયું રે લોલ.
આ જગત લાગે અવળું; આ શું થયું રે લોલ.
સગા કામ કરે સવળું, આ શું થયું રે લોલ.
સુખ દુઃખ થયું સરખું, આ શું થયું રે લોલ.
પાપ પુન્ય તાણું પાનું, તે ક્યાં થયું રે લોલ.
જમણ લાગે વેઠ જેવું; આ શું થયું રે લોલ.
નર્ક ચોરાશીનું દેવું; તે ક્યાં ગયું રે લોલ.
રૂષિરાજ રામ રાજી; આ શું થયું રે લોલ.
મન મેવા શીપાજી. તે ક્યાં ગયું રે લોલ.

### ૩૧—પદ ત્રીજું.

હવે કોણ જાએ કાશી; ચીંતા ટળીરે લોલ;
મળેયા વૈકુંઠવાસી વેળા ટળીરે લોલ.

સીદવાત રાખું છાની; ચીંતા ટળીરે લોલ.
મને વાત લાગી સાચી; વેળા ટળીરે લોલ.
કેફ કારમી ચઢીછે; ચીંતા ટળીરે લોલ.
ગાંઠીયું પ્રેમની પડીયું છે; વેળા ટળીરે લોલ.
અસલ વાત ઓળખાણી; ચીંતા ટળીરે લોલ.
કીઆ જન્મની કમાણી; વેળા ટળીરે લોલ.
ખલક સરજનાર ખોળયો; ચીંતા ટળીરે લોલ.
દુરખનો સમુદ્ર છોડયો; વેળા ટળી રે લોલ.
જગત તણુ ખલા સુજાણું; ચીંતા ટળીરે લોલ.
મોક્ષ જીવતાં હું માણું, વેળા ટળી રે લોલ.
રૂષીરાજ રામ રાજી; ચીંતા ટળીરે લોલ.
ચીંતા કરી જન બળેદાજી; વેળા ટળી રે લોલ.

## ૩૨-ભજન.

દુર ખેલન મત જાઓ મેરે બાલા, દુર મલેંગા હાઉરે;
મછા રૂપ ધરી સંખાસુર માર્યો, વેદ લીખા ચોરાઉ.
ચાર વેદ બ્રહ્માકું દીના, ત્યાં ન દેખા હાઉરે—દુર. ૧
સાત સમુદ્રકી ગોરીકીની, મેરૂકીનું રવાઇઓરે,
ચૌદ રતન મંથન કરી લીના, ત્યાં ન દેખાહાઉરે—દુર. ૨
વરાહ રૂપ ધરી પરવત તોડયો, પૃથ્વી ડાઢ ચડાઇરે,
આઇ પૃથ્વીકો થીર કરી થાપી, ત્યાં ન દેખાહાઉરે—દુર. ૩

નરસંગ અવતાર બડાહેં, અસુરકો ભય દેખ લાવારે;
બડો દૈત્ય હરણા કંશ મારયો, ત્યાં ન દેખાહાઉરે—દુર. ૪

વામનજી અવતાર બાલ હૈ, ત્રણ ડગલામેં પાઉં;
બલીકો છલી ઇંદ્રકો દીના, ત્યાં ન દેખાહાઉરે—દુર. ૫

પરશરામ અવતાર ભલા હૈ, મેંમાકો મસ્તક છેદાઉ;
ગ્રહી ફરસી નિક્ષત્રીકીની, ત્યાં ન દેખાહાઉરે—દુર. ૬

રામચંદ્ર અવતાર ભલાહેં, દશ મસ્તક છેદાઉરે,
સોનેકા લંકા બરકટ ઢાલી, ત્યાં ન દેખા હાઉરે-દુર ૭

મેં નહિં જાઉં જસોદા મૈયા, નહિ ચરાઉં તેરી ગૌવારે,
માખણ રોટી દેને જશોદા, લેલે કુંવર કનૈયારે—મેં નહિ. ૮

માટી રેખા તે મુખ દેખ લાયા, ચૌદ ભોવન દેખ લાયા,
ચૌદ રત્નને સાત સમુદ્ર, માતા વિશમેં પાવા—મેં નહિ. ૯

ગીરીવરથી બાવો નંદજી પધાર્યાં, સાથે બલભદ્ર ભાઇરે,
સુરકો સ્વામી પ્રભુ તમારી લીલા, મુખે ન જાઇ કહીઆરે—મેં. ૧૦

## ૩૩-શ્રીકૃષ્ણનું હાલ રડું.

ગોકલ આઠમનો જનમ થયો, ગોકલ તારો ગામ,
નંદ બાવાને ઘેર જન્મ થયો, કોડે કાનુડો નામ,
બાલકનું હાલ રડું ગાઇએ, હોઢ,

છાના રે ચુપ પાણી લાજાઉં ભરી લાવું નીર,
છાના મારા વીર, પછે આવીને તારી દોરડી તાણું.-બાલક. ૧
ગંગા જમનાનાં નીર મગાવું, ઉના જલે એને નવરાવો,
આછો રૂમાલીઓ એને ઉઢાડી, એને ઉરમાં લઇ ધવરાવું-બા. ૨
પ્રીતે બંધાવું પારણાં, પોઢાડો નાના બાલ;
આવતા જાવતા દોરડી તાણું, કુંવર કાનુડાને કાજ-બાલક ૩
ઘેલો ન થાતું ગોવિંદા. તાણી તાણી ન રોઇએ,
છાના રે છોકરા, તારી માને ભરવું પાણી-બાલક. ૪
ડાવા હાથમાં દોરડીને, જમણાં હાથમાં માળા,
તો માસી પુતનાને આવ્યા મળવા, એને ધાવે આના બહુચાળા-૫
દાબલો ભરાવું તને ચુરમે, માહેં સાકરને ખાંડ,
થાભલા થુભી તમે ઉભલાર હો, કેડે બંધાવું કાન--બાલક ૬
મોમો ભરાવું તને ખારકે, કુંડલ પેરાવું કાન,
મોરલી એજ ગમોહી ગયાં, તો સાંભળો ભગવાન-બાલક ૭
હીરે ભરાવું તારી જોરડી, માથે સોનેરી ટોપી,
ગોકલ નંખાવું તારો માંડવો, તને પરણાવું વ્રજની ગોપી-બા. ૮
કૃષ્ણ મારાજનું હાલૈડાને, ગણવંતે ગવરાઇઓ, તો ગાયે જશોદા માતા
ગાઇ ગણવાવી સુણાવે તેને વૈકુંઠ હોજો વાસ-બાલક. ૯

## હીંડોલા.

### ૩૪-રાગ-સોરઠ મલાર.

ઝુલત હૈં નંદલાલ, નવલ પ્રીયા ઝુલત હેં નંદલાલ-ટેક
બહુત બનાએ હીંડોરો બાંધ્યો, નવલ કદમકી ડાલ-નવલ ૧
સુંદર શ્યામ હીંડોડે ઝુલે, ઝુલાવત સબ ગોપાલ-નવલ ૨
જુથમલી નિરખત બ્રિજનારી, ગાવત ગીત રસાળ-નવલ ૩
બ્રહ્માનંદ વસે ઉરમાંહી, ગુણ સાગર ગોપાળ-નવલ ૪

### રાગ-એજ.

નવલ પ્રીતમ દીન શ્યામ, ઝુલત પ્યારો નવલ ધનશ્યામ-ટેક
મોહનલાલ હિંડોરે ઝુલત, બ્રજ જનકો વિશ્રામ-ઝુ.-૧
રાધા આદિ ખડી વ્રજનારી, ઝુલાવત કરી હામ-ઝુ.-૨
સુંદર નવલ હિંડોડે સોભે, બાંધે મોતી નદામ-ઝુ.-૩
બ્રહ્માનંદ રહો ઉર અંતર, એહી છબી આઠું જામ-ઝુ.-૪

### ૩૫-રાગ એજ.

રશીક શ્યામ નવરંગી, હિંડો રે ઝુલે રશિક પ્રીયા નવરંગી-ટેક.
હરિવર નવલ હિંડોરે ઝુલે, નિરખન અંખીયા ઉમગી-હિ. ૧
કેસર તિલક અજબ બન્યો હેં; અજબ બની તન અંગી-હિ. ૨
સુંદર પેચ પાગકે છુટે, સુંદર લટકત કલંગી-હિ. ૩
બ્રહ્માનંદ રશિક પ્રીયા ઝુલત, શ્યામ ચતુર હિલસંગી-હિ. ૪

## ૩૬-રાગ એજ.

ઝુલત રાધા ગોરી, પ્રીયા સંગ ઝુલત રાધા ગોરી-ટેક
એક ઓર ઠાઢી ગોવાલ મંડલી, એક ઓટ ગોપ કિસોરી-પ્રી.
વારા ફેરી દોય ઝુલાવત, પકડ હીરકી દોરી—પ્રી.
પ્રીતમકો મુખ નિરખત પ્યારી, જેહીં મુલચંદ ચકોરી,
બ્રહ્માનંદ જાત બલેહારી, જુગજુગ અવી ચલ જોરી—પ્રી.

## શ્રી રાધાજીનો વીવાહ.

### ૩૭-રાગ કલ્યાણ.

હે સાહેલીઓ કહો મુજ માતને,
જઇ વિવાહની વાત કહો મુજ તાતને;
રાધાજીને વર વરવો છે નંદ તણું કુમાર,
ઉતાવળા સાહીત કરીને, સીદ લગાડો વાર;
મન માહરૂં તન તલખે આજ તો,
નંદનો નઠોરલાલ હીંચોળે ઝુલતો;
માડી મારૂં મન લોભાણું કરવી એવી પેર,
મોરલીધર મોહન રૂપાળો લાવો આપણે ઘેર;
શું ઘેલી થઇ તારી બુદ્ધી કયાં ગઇ,
નંદનો નઠોરલાલ આવશે નહીં.
સુણી રાધીકા કરે કલપના તજવા મારા પ્રાણ,
અન પાણીએ આરો ગુંતો, નંદ બાવાની આણ;

માત ભ્રાત કહે આ કારણ ખરૂં,
નંદનો નઠોરલાલે કામણ તો કર્યું;
જઇ જશોદાજી કહે છે ભ્રગુ ભાનકી નાર,
રાધા સાથે પરણવાને, કરો કાન તૈયાર;
કૃષ્ણ મા તુમારી, આ શું તેં કર્યું,
સોળ વરસની કન્યાને કેમ હું વરૂં;
સાત વરસની ઉમર મારી, સુણજો મારી માત;
કજો ડહું કરશો નહી માતા, થાશે મારી વાત.
નંદરાયની રાણી બોલીયાં, વર નહી કો કન્યાને,
એ સઘળુ હું સાચું કહુંછું સુણજો સરવે જન કાને.
દાસીનું કેણ સુણીને, થઈ સામા ઉદાસ;
ગીરધર વર ગોપીના વલભ, પુરો મારી આશ,
ગઇ પ્રભુકને શું કહુ તને,
ફજેત કરી ખરી, જગતમાં મુને.
બોલ સાચુ શું બોલીને, મધુપુરની વાટ
સમ ખાઇ સગપણ તેં કીધું, જમનાજીને ઘાટ.
વિચારી જો મતી, હું બોલતો નથી,
વેંચવાને દહી માટે, માર્ગે જતી.
હું વરી છું નંદ કુંવરને, સુણો જસોદા માત,
જે દીન નાની હતી તે દીન વરી સાક્ષાત.

જોબન ધરતો, મુજ મન હરતો વરસ થયાં છે વીશ,
તે દહાડાની હું કેમ જાણું, સાચો તું જગદીશ.
કૃપા હવે કરી, તમે મુજને વરો,
અબળા જાતીને ઉદાસ શીદને કરો;
કૃષ્ણ કહે કામીની હું તુજને તો વર્યો,
તારૂં હેત જોવાને, મેં ઉદમ તો કર્યો.
ભુલચુકકે ખામી, હોય આમો ઝાર,
સુધારીને વાંચી લેશો, નમું હું વારંવાર;
પુર્ણ થયોછો વીવા આજે, જે સાંભળે નરનાર,
ભગવાન કહેછે ભાવ ધરીને, ઉતરશો ભવપાર.

## શ્રી જશોદાજીને વૈરાટ દર્શન.

### ૩૮-ભજન.

એક સમે પ્રભુ ગોકુલીઆમાં રમતાં દીઠા જદુરાયજો,
બલભદ્રજી કેહે શુણો માતાજી માવો માટી ખાયજો.
રંગે ભરાણાં રીશે ભરાણાં માટી મખાજો માવજી,
મુખ ઉઘાડીને જુએ માતાજી દીઠાં ચૌદ બ્રહ્માંડજો.
બાઇ પાડોશણ બેન મારી સાંભળતાં સુખ થાયજો,
આજ સપનામાં મેંતો કૌતક દીઠો માવાના મુખમાંયજો.
આકાશ પાતાલમેં તો વૈકુંઠ દીઠાં બ્રહ્મા વેદ ભણાયજો,
તેત્રીશ કરોડ મેતો દેવતા દીઠા માવાના મુખ માયજો.

ઈંદ્ર તણું ઇંદ્રાસન દીઠાં, ધર્મપુરી ધરમરાયજો,
જટાધારી મેં તો સીવજી દીઠા માવાના મુખ માયજો.
ચાંદ દીઠો સુરજ દીઠો કૃષ્ણને બલદેવજો,
કમેરીનાંગ મેતો બાવો દીઠો માવાના મુખ માયજો.
બલીરાજાની મેં તો બેઠક દીઠી, બળ દીઠો બળદેવજો,
બારોએ મેઘ ઇંદ્રાસન દીઠા, માવાના મુખ માંયજો.
નંદ જશોદા મેં તો દેવકીજી દીઠા, ગોપીને ગોવાલજો,
કંશરાજાની મેં તો કચારી દીઠી, માવાના મુખ માંયજો.
ગોકલ દીઠા બ્રંદાવન જોયો રાશલીલા નીત થાએજો,
સોરોસો ગોપીઓ વચ રાધાજી દીઠા, માવાના મુખમાયજો.
ગંગાજી દીઠા મેં તો જમુનાજી જોયા, અણશઠ તીરથ થાયજો,
સોરમે ગાટ મેં તો ધોવરકાજી દીઠા, માવાના મુખ માયજો.
ધરણીધર મેં તો નાંગ દીઠો, લક્ષ્મી પ્રગટ થાયેજો,
ઐરાવત ગજ મેં તો હાથી દીઠો, માવાના મુખ માયજો.
વાછડા કેરો મેં તો વાડો, દીઠો, નવલક્ષ ધેનું ચરાયજો,
મૈ વેંચતા મેંયારી દીઠી, માવાના મુખ માયજો.
નવ નીધને અષ્ટ સીધ, સહુસ્ત્ર ફણુશ્રી નાગજો;
અસ્તુતી કરતાં મેં તો નાગણી યું દીઠી, માવાના મુખમાયજો.
સાઠ કુંડ ઉદ્દેશ થયા, નીરમલ નીરભરાયજો,
ચોરાસી કોશ મેતો પ્રકમાંઉ દીઠીયું, માવાના મુખ માયજો.

સાત સમુદ્ર સાએર દીઠા, મેરૂ પરવત રાવાયજો,
રતનાગર સાગર મેતો ગોમતા દીઠા, માવાના મુખ માયજો.
તાપી ત્રવેણી મેંતો ગોમતી દીઠા, અણશઠ તીરથ થાયજો.
નવશો નવાણું મેંતો નદીયું દીઠીંયું, માવાના મુખ માયજો.
ધન જશોદાજી ભાગ તારા, પ્રભુજી પ્રગટ થાયજો.
જતન કરીને જારવશોતો, આયો હીરોહાથજો.
ભુમીકેરાં ભાર ઉતાર્યા, સેવકની લીધી સારજો.
ગાયે સીખે સુણે સાંભળે, તેને ચારે પદારથ થાયજો.
ન ગાય નંદા કરે, તેનો એરે અવતાર જાએજો.
દયારામ વિનતી વદે, સાહેથાજો કૃષ્ણદેવજો.
ચરણ કમલની આશા રાખે, ભવના દુખ કાપજો.

### ૩૯ રામ કથાનો સાર.

શુક દેવજી વાણી ઓચર્યાં, રાજા પરિક્ષતજી શ્રવણે ધર્યા,
સર્વદેવતા પુષ્પકી વૃષ્ટીકરે,રૂડીરામકથા શુકદેવજી કહેછે પરિક્ષતરાયને
ત્રીભુવનમાં શુણતાં સઉના પ્રાશ્ચીત પ્રલય થાયછે,
રામરાજ બેસાડયાની વાત પુછે, એવી અજોધ્યામાં થાએછે ખુશી-રૂ.
કે રાણીકે ગૈ આવીને લાગાં પાય, વરદાન માગ્યોને રામ વનમાં જાય,
મારા ભરથજીને અભીશેક થાય-રૂડી રામ કથા૦
કે સુણતાં દશરથજીનાં પ્રાણ ગયાં, એવા રામચંદ્રજીને સમાચાર થયાં,
રામરાજ મેલીને વનવાસ ગયાં—રૂ૦

કે રામ પંચવટીમાં જાઇ પર હર્યાં, ચીરજટાને વનકલ ધર્યાં,
સરવે દેવતાઓના કારજ સર્યાં-રૂ૦
કોએ કોએ રાક્ષસને મારેછે, ભોમીનું ભાર ઉતારે છે,
પ્રભુ પોતે વન સધાર્યા છે-રૂ૦
ત્યારે નારદજી લંકામાંએ ગયાં, એવા જાનકીજીના સમાચાર થયાં,
હવે રાવણ બેસી શું રેહયાં-રૂ૦
તારો શત્રુ વનમાં આવ્યોછે, સાથે જાનકીજીને તેડી લાવ્યો છે,
તારો હરણ કર્યાનો લાગ આવ્યો છે-રૂ૦

ઢાળ બીજું.

કે સીતામૃગ જોઇને મોહ પામ્યા, આવી રામચંદ્રજીને પાય લાગ્યાં,
એવી કાંચલડી સોહીએ સ્વામી, પ્રપંચ કરી સીતાને હેરવા રાવણઓ.
કાયા કનક કરી માયા ધરીને મૃગ તણો રૂપ લાવીઓ,
શુણુતા ધનુષ લઇને રામ વનજાએ,
ડંકી મારે મૃગના અંગતણી, રામ પ્રાણ લઇ જાશે નાશી-પ્ર૦
કે બીજા બાણે એના પ્રાણ ગયાં, એવા લક્ષમણજીને સમાચાર થયાં,
લક્ષમણ રામ જાણીને વાર ચડયા-પ્ર૦
જોગી રૂપે રાવણ આવ્યોછે, આવી અલખ જગાડી મનભાવ્યોછે,
સતી સીતાજી ભીક્ષા આલો-પ્ર૦
કે સીતા છાબ ભરે સગ ફુલડે, તમે લેઓારે જોગેશ્વર દાનકરી-પ્ર.
બાંધી ભીક્ષા અમે નહીં લઇએ, અમે લેશું રામકી નાર ખડી-પ્ર.

કે પાપી હરણ કરીને લઇ જાએછે, રામ વિનાવારે કોણ ચડે,
રાવણ લંકાને મારગ જાએછે—પ્ર૦
પશુ પક્ષી હાહાકાર કરે, દેવતા સ્વર્ગ તણા બહુ શોક ધરે,
અગ્ની આકાશે હાહાકાર કરે—પ્ર૦
અશ્વ પાલવ વાડી નવ ફુલે, ત્યાં સીતાજી બેઠા હેકલણાં,
કોઇ કારણીઆ કોઇ દાસી ચલે—પ્ર૦
મૃગ મારી રામ લછમન વરેઆ, હરખે ભરી મઠીમાંએ ગયાં,
નવદીઠા સીતાજી હરણે હરી—પ્ર૦
કે રામ રૂદન કરીને વનમાંએ ગયાં, મુખે સીતા સીતા ઓચર્યાં,
પશુ પખીને પુછી શોધકીધાં—પ્ર૦
ફરતાં ફરતાં ત્રણ માસ ગયાં, રામ સીતા વિના નિરાસ થયાં,
પુછી અજનીત પરવતપર હર્યાં—પ્ર૦

ઢાળ ત્રીજું.

એવા અંગદ સુગ્રીવ હનુમતા, વાડીમાંએ બેઠા જાંબુવંતાં,
કોએ દીઠાછે ભગવંતાં, હો લછમનજી ગઢ લંકામાં.
જરૂમારે જાવુંછે, એમ કહે હનુમાન રામ પ્રતાપે,
સીતાજીની શુદ્ધ લાવશું, રામ કહે સીતાજીની શુદ્ધ લાવો,
મારે રાવણ સાથેછે ધાવો, જાઇ જાનકીજીની શુદ્ધ સંભારો—હો૦
રામચંદ્રે બેડા ફેરવયાં, હનુમાનજી હાથે લઈ રાખેયા,
બહુ રસ કરીને કામ સીધ કીધાં—હો લછમનજી.

કહો તો રાવણને રણમાં રોડું, કહો તો કુંભકરણ ચપટીએ જોડું.
કહો તો હેમ નગર જલમાં બોડું—હો લછમનજી.
રામચંદ્રે મુદ્રિકા આપે, બહુ વજને કરીને પુઠ થાપે.
રામે દુરપંધ લીધાં કાપી—હો લછમનજી.
જોયા ચોક ચોરા પેઢી, જોયા મોલ સમીંદરને મેડી.
જોયા ડેરાં ડેવલને ડેરી—હો લછમનજી.
જોયા કોટ કુંધરાને બારી, જોયા છાજા છપરાને જારી.
એવી હનુમાને લંકા હેનેબારી—હો લછમનજી.
માતા કૌશલ્યા રામ કુશલ જોએ, મારા લછમનજીની મત મોટી.
હવે રાવણની જેવી થોડી—હો લછમનજી.
કે આ વનચર વાડીમાં બેઠા, આ શુ પાલવજાડે જાઈ બેઠા.
સતી સીતાજી દ્રશ્ટે દીઠા—હો લછમનજી.
આં વનચર કયાથી આવ્યો છે, મુદ્રીકા કયાંથી લાવ્યો છે.
રામચંદરે સંદેશો કહાવ્યો છે—હો૦
આ વનચરને ખુધેઆ લાગી, માતા સીતાજીકને આજ્ઞા માગી.
સરવે જાડબીડ નાંખ્યા કાપી—હો૦
સરવે જાડબીડ નાખ્યા કાઢી, સરવે રખવાવા થયા નાશી.
આંબુ ભેબુભ સંભળાવે છે—હો૦
અસુર રક્ષાતે સામા થયા, કાયર હતાં તે ભાગી ગયા.
સરવે રાક્ષસુ ગયા નાશી—હો૦

આ ઇંદ્રજીત જીતવા લાગા, આ બાણુ તપ્ત કીધી આડી.
આ હનુમાનને લીધા બાંધી.—હો૦
સરવે તેલ ગોધડા લાવેછે, હનુમાનને પુછડે વીંટેછે,
આ પાછડ દીધી અગ્ની જારી—હો૦
કે બારેઆ ચોક ચોરાને પેઢી, બારેઆ મોલ મીંદરને મેડી,
બારેઆ ડેરા દેવલને ડેરી—હો૦
બારેઆ કોટ કુંધરાને બારી, બારેઆ છાજા છાપરાને જારી,
એવી હનુમાન લંકાઓ બોરી—હો૦
આ ચાર દીશુંનો વાવાએ, આ નરીઆને છપર છાયા,
આ રંગ મોલમાં લાગી રહયાં—હો૦
લંકા ઉપર રઘુનાથ રૂઠાં, આ અગની તણાં વરસાદ છુંઠાં,
આ નવલખ તારાએ છુંઠાં—હો૦
આ પાંચ કુટનો પુછ કીધો, આ જલમાં જંપલી અંગ ઠર્યો,
આરામ હનુમાનને હેતે મલ્યાં, આ ભવના ફેરા સુફલ થયાં—હો૦

ઢાળ—ચોથું.

હો રાણાજી રામને સંધા તે વેર ન કીજીએ,
રઘુવર નાથના ચરણ ધોઈ ધોઇ લીજીએ.
તુને શિવ સનકાદિક જાણેછે,
ત્યાં રૂષીઓ ચરણે જાએછે,
ત્યાં ચારવેદ વંચાય છે—હો રાણાજી૦

કે મુને પાછલી રાતનું સ્વપ્નુ થયો,
આ રાવણ કેરો રાજ ગયો,
આ ભભીષણનો ભાગ ભયો-હો૦
આ ચરણે ચલ્યા ચોધારી,
આ વૈકુંઠ નારી સુધારી,
હું તો રામ નામ ઉપર જાઉં વારી-હો૦
આ છેલ્લી વિનતી નારી તણી;
આ થોડાને શીખામણ ઘણી,
આ ચાર જુગમાં રામ ધણી-હો૦
આ પાપી કહયું નામાને, એને વઢે આની ધણીઆશી,
રામ દશ મસ્તક લેશે કાપી-હો૦

ઢાળ-પાંચમું.

મારી સાત સમુદ્રની ખાઇ છે,
મારા સવા લક્ષ જમાઇ છે;
મારા કુંભકરણ જેવા ભાઇછે-સુણ મંદોદરી૦
નારાયણને તમે આ તો મારે નહી નીમછે,
શુણ સુંદરડી આડેને અંતે મારો વેર છે.
મારે કોટ કુંધરાબારી છે,
ઘરબારે ચોંકી સારી છે.
આ અને કસલે આ ભારી છે-શુણ૦

મારી શુધ બુધ આવી પાણી ભરે,
મારી નવનીધી આવી રશોઇ કરે
મારા ચાંદાસુરજ ઘોએ ડેવીધરે.—શુણ૦
મેં તો વનમાં મારગ જાણેઓ છે,
મેં તો નવગ્રહે તાણી બાંધે આછે.
હું તો લઈ આવ્યો રાઘવરાણી.—શુણ૦
કે મારો અએ રાવણ પાતાર વશે,
મારો મએ રાવણ પાશાલ વશે.
મારી સવાલક્ષ રાક્ષીયું ખબર કરે--શુણ૦

ઢાળ—છઠું.

નારદજી એમુને કહયું છે,
આ મનમાં મારે રહયું છે.
આ ચાર જુગમાં રામધણી—સંગ્રામ રાચ્યો.
રાવણને સંઘાતે શ્રી રઘુનાથ લડે,
જુધ જોરમચ્યો રાવણના રાક્ષુને રામના રીંછવડે.
લંકા લેવાને રઘુનાથ આવ્યા,
અઢાર પદ્મસેન્યા લાવ્યા.
લંકા ઉપરે આ કરી કોપ્યાં.—જુધજોર.
સુધરીતે સેતુ બાંધ્યા છે,
એવા નલ નીલ હનુમાનકુ આ.—જુ૦

કે રાવણ મારી લંકા હે બારી,
રાવણ મારી સીતારે વારી.
આ અજોધ્યામાં આવ્યાં.—જુ૦
તુને સામા લછમન વધાવેછે,
ધન ધન દશરથના જનમેયા આનંદ ભયો.
રામજી જીત્યાને રાવણ હારેઆ,
ધન ધન દશરથના જનમેઆ આનંદ ભયો.
તુલશીદાસના મનમાં બહુ ભાસેઓ.

૪૦ રાગ—ગરબાનું.

હાંરે વડની ગાદીએ અઓધ્યા ગામછેરે,
ઇંઆ લછમન સીતા રામછેરે-ટેક.
રામ લછમન બંધુ બે જણાંરે,
સતી સીતામાં કાંઈ પણ છે મણાંરે—વ૦ ૧
મોર મુકુટ મનોહર હેમનુંરે,
સુંદર સ્વરૂપ કહેવાતું નથી તે મનુંરે—વ૦ ૨
કનક કુંડલ લલીત પેર્યાં કાનમાંરે,
જુગ્તિ જોયા જેવીછે જગ જાનમાંરે—વ૦ ૩
બેઉ બાહુમાં બાજુબંધ બાંધે યારે,
ગલે મોતી મણીના હાર સાંધે યારે-વ૦ ૪

માથુ બાંધ્યું ધનુષ બાણ હાથમાંરે,
સીતા લછમન ઉભાછે સાથમાંરે—વ૦ ૫
હાંરે શિવજી સાચું શ્રીરામનું નામછેરે,
જેથી વૈષ્ણવોને વૈકુંઠ ધામછેરે—વ૦ ૬

૪૨ રાગ-એજ.

ધન લછમન સીતા રામનેરે,
શોભા આવીછે મુંબઇ ગામનેરે—ટેક.
સખી મંગલાનું મન મુને થાયછેરે,
તિઆં રામજીના ગીત ગણા ગાયછેરે—ધન૦ ૧
સખી અંનડું મુને નથી ભાવતુંરે,
દર્શન વિન્યાતે સુખનથી આવતુંરે—ધન૦ ૨
સખી અંગમાં આભણ અતી ઓપતાંરે,
એક બીજાથી અધિક ત્રણે શોભતાંરે—ધન૦ ૩
સખી ઉપમાં અનેક મેને આપીએરે,
લાજે કામદેવ કોટી કદી થાપીએરે.—ધ૦ ૪
કડા સાંકળા જડાઉ પોચી શોભતીરે,
તેથી ગૌરમુરતી ગણીઓપતીરે.—ધ૦ ૫
શિવજી કહેછે કેવા એના કામછેરે,
રામ વિન્યા ઠાલુ કોઇ ઠામછેરે.—ધન૦ ૬

૪૨-રાગ ઉપરનો.

ધન જમુનાબાઈ તારો માતનેરે,
તેથી અધિક છે ધન તારા તાતનેરે
શિવરા મંડપ મંદિર માંયે શોભતુંરે,
ધજા પતાકા કલશ અતિ ઓપતુંરે.-ધ૦ ૧
છડીધાર મુનિબાર માહે મારૂતીરે,
વાજે જાલર ઘંટાને થાએ આરતીરે-ધ૦ ૨
હાંરે સમે સમેની ગવાયે રાગ રાગણીરે,
યુક્તિ જોઇ લ્યો યુધિષ્ટરના યાગનીરે.-ધ૦ ૩
સરવે સ્વર્ગના તે સુખઇઆ આવીઆરે,
ભટબ્રાહ્મણ ભકતોના મનભાવે આરે.-ધ૦ ૪
જુઓ જુમરની જોત અતી જગમગેરે,
જોતા મુનિઓના મનમાંહે ડગમગેરે.-ધ૦ ૫
નર નારી મળી દરશણે જાયેછેરે,
શિવજી ફોકટ દીવશ તેનાજ એછેરે.-ધ૦ ૬

૪૩ રાગ-ઉપરનો.

જુઓ જમણાબાઇના કેવા કામછેરે,
જેના પતિનું લીલાધર નામછેરે.—ટેક.
સોળ શૃંગાર સજીને સીતા સંગમારે,
પતિ દેવરને જુવેછે ઉમંગમારે-જુ૦ ૧

નાકે નથડી ટીલડીછે કપાળમાંરે,
ચંદરવદનીને હંસત જેવી ચાલમાંરે—જુ૦ ૨
દાંત ટકાણું જડાઉ રૂડી રાખડીરે,
વાંકી ભ્રકુટી અંબુજ જેવી આંખડીરે.—જુ૦ ૩
જેર જાંજર ઝીરમર બાલ જુમણાંરે,
સીતાજીના રૂપમાં કાંઇછે મણારે—જુ૦ ૪
કડા સાંકડા ચંદન ચુડી હાથમાંરે;
ચંદન હાર વાંક ઘુઘરીછે સાથમાંરે—જુ૦ ૫
પેરી કાંચડીને ઘાટ બાટ ઘાટડીરે;
મોહનમાલા કાંઠલીને લાટ સાંકડીરે—જુ૦ ૬
પનડા વેઢલા કુડકું કાંપ કાનમાંરે,
શિવજી મન સ્થિર રાખ્યા ભગવાનમાંરે—જુ૦ ૭

૪૪—રાગ એજ.

હાંરે જીઆં રામચંદ્રનું નામછેરે;
તિઆં ગયાદિક તિર્થનું ધામછેરે—ટેક.
હાંરે ભાવે ભક્તિ કરજો ભગવાનનીરે;
તેથી જરૂર નથી તપ દાનનીરે—જી૦ ૧
હાંરે કથા કિર્તન સાંભળવાને જાયછેરે;
તેને અનેક યજ્ઞનું ફલ થાએછેરે—જી૦ ૨

હાંરે કૃષ્ણ નામને કહેછે જે કથીરે,
તેને કાલજમનો કાંઇ ભે નથીરે—જી૦ ૩
હાંરે નરક નિવારણ રામજીનો નામછેરે;
બીજા ફોકટ ઘરના સઉ કામછેરે—જી૦ ૪
હાંરે નવમાસ માતાજીને ભાર મારેયોરે,
શિવજી જીતીબાજી કેમ હારેઓરે—જી૦ ૫

૪૫—ભજન.

અવધ પુરી નિજ ધામ કહીએ, નિકટ સરજુ ગંગ હૈં,
દશરથ નંદન અસુર ભંજન, સિયારામજી પુર્ણબ્રહ્મ હૈં;
સીતારામજી પુર્ણબ્રહ્મ હૈં, રાઘવરામજી પુર્ણબ્રહ્મ હૈં—૧
સતી તે સીતા ભ્રાત લછમન, ધનુષધારી સીતારામજી હૈં,
ચિત્ર લોક તપ લોક કહીએં, શિયારામજી પુર્ણબ્રહ્મ હૈં—ર
લંકાપુરી છીનમાંહીં જયારે, આનંદકારી હનુમાનજી હૈં;
રાવણ મારા બીભીશણ થાપ,—સીયા૦ ૩
શોલા કલા જુગ ચાર પ્રગટ, સપ્ત ધીપ નવખંડ હૈં;
આવી સીતમત ખાજ દેખો—સીયા૦ ૪
ભાલ તિલક વિશાલ લોચન, આનંદકારી સીતારામજી હૈં;
સામલી સુરત માધલી મુરત—સીયા૦ ૫
બ્રહ્મશીશ મહેશ નારદ, કોટી અઠાસી મુની દેવતા;
શનકાદિક ઇંદ્રાદિક ધ્યાવે;—સીયા૦

અષ્ટસીધ નવનિધીકે દાતા, ભક્તિ મુક્તિ વરદાયકા,
જ્ઞાન યોગ સ્વરૂપ સુંદર-સીયા૦ ૭
રામા અષ્ટક પંઠ નિશીદીન, વિષ્ણુ લોકવર દાયક,
શ્રીગુરૂ રામાનંદ અવતાર અવધુત-સીયા૦ ૮

## ૪૬-ભજન રાગ ધનાશ્રી.

ભજનકો પરિમાન, એસો હરિભજનકો પરિમાન,
નીચ પાવે ઉંચ પદવી, જલતરે પાષાણ-એસો૦
અધમ ભીલડી અજાત ગુનકાં, ચડી જાત વિમાન-એ૦
નામ લઇ વૈકુંઠ પામી, બાજતે નિશાન-એ૦
ચલત તારાને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન-એ૦
દાસ ધ્રુવકું અવિચલ પદ્વિ, રામકે દીવાન-એ૦
રાવણકે દશ શીશ છેદે, કરગૃહે સારંગ પ્રાણ;
વિભીષણકો લંકા દીની, ભક્ત અપનો જાન-એ૦
નિગમ જાંકી સાંખ પુરે, સુનો સંત સુજાન,
દાસ તુલશી શરણ આયો, રાખીએ ભગવાન-એ૦

## ૪૭-રાગ-ધનાશ્રી.

રામ ભજનકો દીયા કમલમુખરામ ભજનકો દીયા,
ખાયા પીઆ સુખસે સોયા અનુચીત કર્મ કીયા.-ક૦
લક્ષ ચોરાશી ફેરા ફીરકે માનુષ તન આયા.-ક૦
કહત કબીરા સુનોભાઇ સાધુ, આયા એસા ગયા.-ક૦

### ૪૮ રાગ-એજ.

ક્રીયુંરે નીંદભર સોયા મુસાફર કયુંરે નીંદભર સોયા,
મનુષ્યા દેહ દેવનકું દુર્લભ જનમ અકારથ ખોયા.—મુ૦
ઘરદારા સુત જોબનવામે મન તેરા મોયા.—મુ૦
સુરદાશ પ્રભુ ચલેહી પંથકું નેનુ ભરભર રોયા.—મુ—

### ૪૯ રાગ એજ.

કેતે ગયે જખમાર ભજન બીન કેતે ગયે જખમાર—ટેક.
પ્રભાતે ઉઠી નાવત ધોવત પાલતહેં આચાર.—કે૦
દયા ધારમકો નામ ન જાન્યો એસો પ્રેત ચંડાલ:
આપ ડુબે ઓરનકુ ડુબાવે ચલે લોભકીલાર.—ભ૦
માલા છાપા તીલક બનાવે ઠગ ખાયો સંસાર.—ભ.
સુરદાશ ભગવંત ભજન બીન પડે નર્કકે દ્વાર —ભ૦

### ૫૦—હનુમાનજીની પાક.

#### સાખી.

માતાના વચન સાંભળી, ને પારેઆ બાપના બોલ,
અજોધ્યાનો રાજમેળી રામે, ભોગવ્યો વનવાસરે—સમરૂં બજરંગી. ૧
વનમાં જાઈ માડી કરી, ત્યાં જઇ પુરેઓવાસ,
લછમન સરખા બાંધવા નહીં મળે,
તમારા પ્રલનું લઇ આવનાર કોણરે—સમરૂં બજરંગી૦ ૨

કુવાનો ઢાંકણ ઢાંકણું, ને ખેતરનો ઢાંકણુવાળ,
બાપનો ઢાંકણું બેટડો, કે જેના ઘરના ઢાંકણ સીતા નારરે—સ. ૩
સાવ સોનાનો કંચવો, ચાંભરડે સોઇ રડ;
બીજો સીવરાવ સું કંચવો, ચાંભલડે સોઇ રડરે—સ૦ ૪
મૃગો મૃગી થઈ આવેઆ, વરી રાણીને થઈ જાણ,
હોમારા રામજીકે મને કંચવડો સીવરા યાનીહામરે—સ૦ ૫
જોગી રૂપે રાવણ આવેઓ, કે હરૈ સીતા નાર,
પાવડીએ પગ દીધડા, કે અને ઉતારૈ સમુદ્ર પારરે—સ૦ ૬
મૃગ મારી રામ આવેઆ, આડું ઉતરેઓ સરપ,
હોમારા રામજીકે, આજ વિપરીત થવાનું કાજરે—સ૦ ૭
ઉંચી મેડી આકાશમાં, નીચા શરોવર ઘાટ;
સતી સીતાને રાવણ હેરી ગયો, કે એને મઢીમાં ઉંડે કાગરે—સ.૮
ગાય વિના સુનો ખંધવો, નગર વિના સુની ફોજ;
સીતા વિના સુની મઢવી, કે મારી કયાં ગઇ ખંતેલ નારરે—સ. ૯
રામ રૂવે લછ્મન રીઝવે, મારો સો માહારાજ,
બીજી પરણાવસું સુંદરી, જેનું સીતા ધરાવસું નામરે—સ. ૧૦
વનવન અગર ન નિપજે, જલજલ કમળ ન હોય,
સતી સીતા એકછે, એવા ઘરઘર સીતા ન હોયરે—સ૦ ૧૧
રામે બીડા ફેરવેઆ, ને હનુમતે લીધા હાથ;
જો આજ્ઞા હોય તો ઉડીએ, કે તેડી લાવું માતાજીને ઘેરરે—સ.૧૨

જોયા ચોરાશી ચોટડા, ને જોઆ બાવન બે હજાર,
જોયા રાજાના કોટ, પછે જોયો રાવણનો રાજરે—સ૦ ૧૩
જોયું રાજાની રાણીયું, તે જોયું રાજાનો મોહોલ;
જોયું રાજાની મેડીયું, કે ફરી આવે આતે વાડીઅમાંએરે–સ. ૧૪
વાડી વેલી સુકી કરી, તેનું વારીયું બેસ;
અશોક વાડી ઉજડ કરી, પછે આવેઆતે સીતા માયરે--સ. ૧૫
ક્યાંથી તમે આવે આં, તે શું છે તમારૂં નામ;
કેણે તમને મોકલેઓ, વળી શું છે તમારૂં કામરે—સ૦ ૧૬
અજોધ્યાથી અમે આવેઆં, ને હનુમાન અમારૂ નામ;
રામે અમને મોકલ્યો, મારે શુધ્ધ લેવાનું કામરે.—સ૦ ૧૭
સાત સમુદ્રબે ભરેઆ, માંહે રાક્ષસનુ છે મેલ;
કેમ કરી તમે આવે આ, તેનો મને તે ઉતર કેઓરે.—સ૦ ૧૮
સાત સમુદ્ર સુકા કરી, ને રાક્ષસનો વારેઓ બેસ;
જો આજ્ઞા હોયતો ઉડીએ, તેડી જાએ માતાજીને ઘેરરે.—સ. ૧૯
ત્યાંથી હનુમત ચાલેઆ, વરી આવે આ લંકાકોટ;
પથ્થર તણી પાંજ બાંધે કે, સન્યા ઉતારી પેલી પારરે.—સ૦ ૨૦
અઓથી રામ ચાલેઆં, તે વરી રાવણને થઇ જાણ,
શેષનાગે છાયા ધરીકે, ત્યારે લછમનને મુરછા થાયરે.—સ૦ ૨૧
ધરાથી નીકલે આ તણજણાં, રહેઆં એકાએક;
ઘરે જાસું ત્યારે માતાજી પુછશે, કે તેને કેમ કરી ઉત્તરદેશું રે-સ. ૨૨

ભાઇ મરે ભવ સાંભરે, ને બેની મરે દસજાય;
નાનપણામાં જેની મા મરે, તેને ચારો દશાના વાવાયરે-સ. ૨૩
કડવી હોજો લીંબડી, સીતલ વરણી છાય,
બાંધવ હોય તો બોલીએં, કે તોએ અંતે પોતાનો વીસરે-સ. ૨૪
સીતા જાજો સમુરગી, બરજો રાવણનો રાજ,
રાણી મંદોદરી રંઢાવજો, કે મારા લછમણ મુરછાણાં આજરે-સ. ૨૫
પંચવટીથી હનુમાન આવેઆં, તલાવ્યાં અમીના જાડ;
વેણાવંસ લંકાપતી જાગશે, કે મારી કેમ કરીરેશે લાજરે-સ. ૨૬
પંચવટીથી હનુમાન આવેઆ, ને લાવ્યા અમીના જાડ;
મેલો લછમણને મુખમાં, કે જેમ ઉગેછે સુરજ ભાણરે-સ. ૨૭
પંચવટીથી હનુમાન આવે આને, લાવ્યા લંકા કોટ;
પથર તોડી પાંજ તોડી, કે ત્યારે મારે આછે બ્રહ્મા સુતબાણરે-સ ૨૮
તમે રામ તણા રખવાલરે. સમરૂં બજરંગી; ૨૯
તમે અંજનીના જાયા હનુમાનરે, સમરૂં બજરંગી. ૩૦
તમને ચડાવસું તેલ સીંદુરરે, સમરૂં બજરંગી. ૩૧
જે કોઇ ગાએ સીખે શુણે સાંભળેરે, સમરૂં બજરંગી. ૩૨
તેને દીજોતે વૈકુંઠ વાસરે, સમરૂં બજરંગી. ૩૩

### ૫૨-હનુમાનજીનો ભજન બીજું.

હરે અંજનીનાં જાયા હનુમાનરે, સમરૂં બજરંગી,
વાલે જુનાગઢ લીઓ ઉઠાવીરે, સમરૂં બજરંગી;
તમે રામના કીધા કામરે, સમરૂં બજરંગી. ૧

સાખી.

હરે શનીવારે કરૂં આરતી, મંગલવારે કરૂં ધુપ,
કર જોડીને કરૂં વિનતી.
હરે તમોને ચડે સીંધુરને તેલ–સમરૂં બજરંગી. ૨

સાખી.

હરે રામ રૂવે લછમણ રીજવે, કાં રૂવો ઘેલારામ,
એક નરૂવે વાડીનો વાંદરો,
હાંરે જેને સીતા વરેઆની ધણી હામરે–સમરૂં૦ ૩

સાખી.

હારે રામનેવાલી શ્રીરામશ્રી સીતાને વહાલા શ્રીરામઃ
ઉમેયાજીને શીવજી વહાલા,
હાંરે એમ ગોપીઓને વહાલા કાનરે–સમરૂં૦ ૪
સાત સમુદ્ર ઓળંગી વળયાં,
હાંરે એવા રામ તણાં રજપુતરે–સમરૂં૦ ૫
હાંરે છાતી કરી વજરનીરે, પુછડીઓ લંગોર,
લંકા ઠેંકી પર લંકા ગયાં,
હાંરે વહાલે લંકા કરી ધામધુમરે–સમરૂં૦ ૬
હરે રામે બીડો ફેરવ્યો, લછમણે લીધો હાથ,
સુરજ રથમાં ભમર પાડયો,
હરે વાલે ભાજી ભાયોની ભ્રાતરે–સમરૂં૦ ૭

હરે અજોધ્યામાં હરી આવ્યા, ને કીધો વેરીનો નાશ,
કર જોડીને વિનવે, વાલો ગાયેછે તુલશીદાશ—સ૦ ૮

# શ્રી કકા સંગ્રહ.

## ૫૨ સુદામાજીનો–કક્કો.

કકકા કમલ નયન નારાયણસ્વામી, બસે દ્વારકા અંતરજામી;
વાસુદેવ સંકર્ષણ છાજે, પ્રધુમન અનિરૂદ્ધ બીરાજે—ટેક.
કકા કલિયુગ નામ આધારો, પ્રભુ સમરો ભવ ઉતરો પારો;
સત સંગત કર હરિરસ પીજે, જીવન જન્મ સફલ કરી લીજે.
ખખખા ખોજે સકલ સમાના, જાકો ગાવે વેદ પુરાનાં;
નિર્ભય નામ હરિકો લીજે, ચરન કમલકો ધ્યાન ધરીજે.
ગગ્ગા ગુન ગોવિંદકો ગાવો, માયાજાલ ભૂલી મતજાવો;
ધન જોબન તન રંગ પતંગા, છીનમેં છાર હોત યહ અંગા.
ઘઘા ઘટ ઘટ બોલત ભાઇ, જલ થલમેં પ્રભુ રહે સમાઇ;
ઉંચ નીચ ગ્યાને કરી દેખો, એકહિ બ્રહ્મ સકલમેં લેખો.
નન્ના નિગમ ખોજ કરી દેખો, દુજે અમર નહિ કોઉ લેખો;
સપ્તદ્વિપ અરૂ ચૌદ બ્રહ્માંડા, તામહિ છાય રહે નવખંડા.
ચચ્ચા ચિત નિશ્ચય કરિ રાખો, મિથ્યા વાદ જુઠ મત ભાખો;
સત્ય શબ્દ તપ હોત પ્રમાના, જુઠ બચનસો પાપ સમાના.
છચ્છા છલબલ તજો વિકારા, નિર્મલ નામ જપો એક સારા,
કામ ક્રોધકો તજો પ્રસંગા, સદા રહો સંતનકે સંગા.

જજા જપો જગતપતિ ઇશા, જાકો ધ્યાવે સુર તેતીસાં,
નિસવાસર રહીયે લયલાઈ, હરિપદ કમલ સદા સુખદાઇ.

ઝઝા ઝેરન કીજે ભાઇ, શિરપર કાલ રહ્યો મંડાઇ;
ચેતન હોય હરિ શરણે રહિએ, કાલ ત્રાશ કાહેકો સહિએ.

નિમિષ નિમિષ હરિરૂપ નિહારો, ચિતતે ધ્યાન પલક નહિ ટારો;
આઠે જામ રહો લપટાઇ, ચિતચરનમેં રહે સમાઇ.

ટટા ટારો જગતકો તાતા, નહિ કોઇ માત પિતા સુત ભ્રાતા;
હરિસમ હેતુ નહિ કોઇ અપના, જગ વ્યવહાર રેનકો સપના.

ઠઠા ઠાકુર પરમસનેહી, જિને દીની સુંદર દેહી;
નર દેહીકો લાવો લીજે, પ્રેમ મગન હોય હરિરસ પીજે.

ડામાડોલ ચિત્ત નહિં કરો, હૃદય ધ્યાન હરિકો ધરો,
અન્ય દેવ કાહેકો ધ્યાવો, દ્રઢ વિશ્વાસ વિષ્ણુ ગુણ ગાવો.

ઢઢા ઢુંઢનકો કહાં જાઇ, રોમ રોમ પ્રભુ રહે સમાઈ;
પિંડ બ્રહ્માંડ રહ્યા ભરપૂરા, સદા નિકટ હરિ બાહ્ય ન દૂરા.

નના નામ હરિકો લીજે, હરિભક્તનકી સેવા કીજે;
સાચી ભક્તિ ભગવાનકો ભાવે, પ્રેમ સહિત રસના ગુણ ગાવે.

તતા તેરી સફલ કમાઇ, નરદેહી સુમરનકો પાઇ;
હરિભજ ગર્ભવાસતે છુટો, રામ નામ એસો ધન લુંટો.

થથા થોડા જીવન ભાઈ, હરિવિન જન્મ વૃથા સબ જાઇ;
ચેતન હોય હરિનામ ઉચારો, તનમન ત્રીવિધા તાપ નિવારો.

દદા દેખો જગ વ્યવહારા, માયાજાલ બંધ્યો સંસારા;
બંધન તે છુટનકો ચાહિએ, સરન જાઇ સંતકે રહિએ.
ધધા ધરનીધર સબ માંહિં, સંતનકો પ્રભુ સદા સહાઇ;
સદા સમીપ નિમિષ નહિ ટરહીં. ભક્તજનોંકી સેવા કરહીં.
નના નેહ હરિસો લાવો, પ્રેમ મગન રસના ગુણ ગાવો;
પાખંડ ધર્મ તજો મમ ભ્રાત, સંત જનનકો કીજે સાથ.
પપા પુરણ જન્મ ગમાવ્યો, ગુનઆ બાદ પ્રભુકો નહિ ગાયો;
માયા ભર્મ ભૂલિ રહે અંધા, જન્મ ગમાયો કરિ કરિ ધંધા.
ફફા ફિરિ ફિરિ મોહકે ફંદા, અજહું ન ચેત્યો મૂરખ અંધા;
ગુરૂ ચરનકી ધરમન આશા, હરિભજ મેટો જમકી ત્રાશા.
બબા બોલો અમૃતબાની, સ્નેહ પ્રીતી રસના ગુનગાની;
હરિ હીરા હૃદે ધરી રાખો, કટુ વચન મુખશે નહિ ભાખો.
ભભા ભૂલ્યો મન સમજાવો, જાશો ભવજલ ફેરિ ન આવો,
એસી ભક્તિ કરો મન મેરા, જરા મરન હોવે નહિ તેરા.
મમા મોહજાલ ભવભારી, ઢીમરકાલ મીન સંસારી,
લિયે જાલ જમ ફિરત અહેરા, હરિ વિમુખ ન પરદેત દરેરા,
યાહિ અવસર નહિં વારંવારા, તાતેં પુનિ કરત પુકારા.
હે મન મિત્ર ચતુર સુજાનાં, વિષરસ છાંડિ ભજો ભગવાનાં,
રરા રટના હરિ સોંલાવો, હીરા જન્મ ન વૃથા ગમાવો,
એસા હીરા જો ગમ જાઇ, અવસર ચુકે ફીર પછતાઇ.

લાલ અમોલક હૈં મનહરનાં, તન ભંડાર જતન કરી ધરનાં,
પ્રભુલાલ ગુરૂ દેવ લખાયા, તૃષ્ણા લોભ સબે ભુલવાયા.
વવા ગુરૂ બલિહારી જૈએં, જાશે વસ્તુ અગો ચલઇએ;
વારંવાર નમ હું પદમાથા, હરિપદ કમલ ચરન ચિતજાતા.
સસા સતગુરૂ કરો બડાઇ, મહીમાં મુખતે બરણી ન જાઇ,
ચિત લાગો સતગુરૂકે ચરનાં, રસનાં એક કહાં લગી બરનાં,
ખિંચિ લીયો ગુરૂ અપની ઓરા, માયા ફંદ પલકમેં તોરા.
નીર ભરભયે પાપ સબ ત્યાગે, જબ ગુરૂ ચરનોમેં ચિત લાગે,
નિચ વિચાર મીટિજીય જગતેં, દીપક જ્ઞાન દીયે ગુરૂ તબતેં;
નાસ્યો તિમિર ભયો પ્રકાશાં, કોટિ કોટી રવિ પુર ન ભાસાં,
હરિ ગયે પાપ પરાક્ષીત આપે, શ્રીગુરૂ ચરન કમલ પ્રતાપે,
જૈસે ધુંધ ચહુદિસ ઘેરા, પ્રગટ ભાનું જબ ભયા ઉજેરાં,
લેવે કુહરિજીકો નામાં, દેવેકું અન્નદાન બખાનાં.
ધરનેકું પ્રભુજીકું ધ્યાનાં, સેવનેકું ગુરૂ ચરન પ્રમાનાં.
વિષય પંચતેં છુટયો ચહિએ, સતગુરૂ બોધ શોધ ચિત લહીયેં;
નામ મધુર રસ પીઓ સુજાનાં, ગર્ભવાસ નહિં હોય પ્રમાનાં.
પરમ અર્થ આનંદ ગુણ ગાવો, સબ સંતનકું શીશ નમાવો;
પતિત દીન હેં દાસ સુદામાં, નમસ્કાર સદગુરૂ ભગવાનાં.

### ૫૩-છોટાલાલનો કક્કો.

કક્કા કરથી દેજે દાન, મુખથી દે સૌને સન્માન;

ભક્તપણુનો ભરજે ભંડાર, સુધરી જાશે તુજ સંસાર;
પ્રભુ દેશે તુજને સુખમાન, કક્કા કરથી દેજે દાન.
ખખ્ખા ખરે ખરીકર શોધ, સુખનું સાધન આતમ બોધ,
જડે જગતનું એથીરાજ, જન્મ ધર્યાનું સરશે કાજ;
વિષાદ કારી ટળે વીરોધ, ખખ્ખા ખરે ખરી કર શોધ.
ગગ્ગા ગુણીજનનો સજસંગ, હૃદયામાં ભર ભક્તિ રંગ,
શ્રીહરિ દેશે લાભ અપાર, તરિ ઉતરિશ રહેજે ભવપાર;
વાધે આઠે જામ ઉમંગ, ગગ્ગા ગુણીજનનો સજસંગ.
ઘઘ્ઘા ઘટમાં પ્રભુ સંભાર, અવર સકલ ખોટો આધાર,
મેરૂ તરણાવત્ કરનાર, સુખભર્તા દુઃખ એ હરનાર;
વિષય સમયમાં સાચી વ્હાર, ઘઘ્ઘા ઘટમાં પ્રભુ સંભાર.
ચચ્ચા ચિત્તમાંહજી તું ચેત, કાળા કેશ થયા જો શ્વેત,
ધ્વજા કાળની એ ઉરજાણ, મનુષ્યા દેહનું લૈલે લ્હાણ;
પાણી ચઢતું રહયુંછે વ્હેત, ચચ્ચા ચિતમાં હજી તું ચેત.
છછ્છા છતમાં શું છલકાય, સંપતિ જોતાં જોતાં જાય;
માટે તજ અંતર અભિમાન, ધર્મ નીતિધારી ઉર ધ્યાન;
જેથી પાછળ નહિ પસ્તાય, છછ્છા છતમાં શુ છલકાય.
જજ્જા જગ ચંચલ છે જાણ, ઉપડી જાશે સૌ એંધાણ,
નામ માત્રનો નિશ્ચય નાશ, વાસર ચાર તણો અહિંવાસ;
ભાંગ્યા કઇનાં ક્ષણમાં વ્હાણ, જજ્જા જગ ચંચલછે જાણ,

ઝઝ્ઝા જગનો જો ઝાળકાટ, ઠાલો ઉપરનો છે ઠાઠ.
રહ્યો ન રહેશે તે કોઇ વાર, વિવેકથી મનમાંહે વિચાર;
મૃગજળ જેવો જાણી ઘાટ, ઝઝ્ઝા જગનો જો ઝળકાટ.
ટક્કા ટેક એક ઉર રાખ, સત્ય તણી સાચ જેવજે સાખ,
લાખ કરોડે જે નસધાય, સત્ય પ્રતાપે, શિઘ્રપમાય;
સત્ય વિના સંપતિ સૌખાય, ટક્કા ટેક એક ઉર રાખ.
ઠઠ્ઠા નથિ ઠરવાનું નામ, જાવું અહિંથી જુદે ધામ,
વાટે કરે ઉતારો કોય, તેવો વાસ જગતમાં સોય;
ગોવિંદને ગમતાં કર કામ, ઠઠ્ઠા નથી ઠરવાનું ઠામ.
ડડ્ડા ડહાપણ તારૂં સત્ય, ધર્મ તણીજો પાળે પત્ય,
કર્મ કરે જો ધર્મ વિરૂદ્ધ, પુરણ પાપી અધમ અશુદ્ધ;
વદે ન જુતું વેણ અસત્ય, ડડ્ડા ડહાપણ તારૂં સત્ય.
ઢઢ્ઢા ઢોલ તણોકર તોલ, અંતર આખું જેનું પોલ,
કહેવાતા કોઇ સાચુ રામ, ભિતર ભાર્યો કાળો કામ;
ખોળ ખાય કયમ મૂકી ગોલ, ઢઢ્ઢા ઢોલ તણોકર તોલ.
રેણા રણ વગડો જગજાણ, અંતે જોને કોનું કોણ,
લ્હેણ દેણ ખુટે જેવાર, સૌ સૌને મારગ જાણ;
ઘડી પછી શો વળશે ધાણ, રેણા રણવગડો જગજાણ.
તત્તા તારો મેળ તપાસ, થાપણથી વધી તારી પાસ,
પુણ્ય કર્મનો સંચય જેહ, અવર નહિ સાચું ધન એહ,
માનિશ નહિ મિથ્યા આભાસ, તત્તા તારો મેળ તપાસ.

થથ્થા થન થન નાચે કેમ, પ્રભુ સું જોડયો નહિં તે પ્રેમ,
પાછળથી ખાવાનો માર, અવળી મતિ અવળો આચાર;
મદથી ડોલે માતંગ જેમ, થથ્થા થન થન નાચે કેમ.
દદા દીન પણુંમાં ભાંખ, પ્રતીતિ પૂરણ પ્રભુમાં રાખ,
એથી સરસે સઘળા કાજ, રહેજે મળશે સૌખ્ય સમાજ;
દાસ પણું એક પ્રભુસું દાખ; દદા દીન પણુંમાં ભાંખ.
રરા રટણ કરે દીનરાત, હરિ સમરણનું જો ભલિભાંત,
ત્રિવિધ તાપનો ભય ઝટ જાય, સુખ સાગર સમિપ દેખાય,
ત્યાં ન્યુનતાનીશી પછિ વાત, રેરા રટણ કરે દિનરાત.
લલ્વા લઘુતા મનની છોડ, પરહિતમાં મન પુરણ જોડ;
સ્વસ્થ પણાનું સુંદર સુખ, મળતાં દુર થશે સૌ દુઃખ;
પુરણ થાશે મનના કોડ, લલ્વા લઘુતા મનની છોડ.
વવ્વા મિથ્યા વાદ નિવાર, જડે નએથી સુખનો સાર;
વધે વિષાદ વળી અહમેવ, તુછ પણાની વધશે ટેવ;
શ્રધ્ધા ધરી વર તો સંસાર, વવ્વા મિથ્યા વાદ નિવાર.
શશ્શા શાંતિ સાચી એહ; ધર્મ બોધથી લાધે જેહ,
અંતર નથી ભેદાયું જ્યાય, સુખનું કેવું સાધન ત્યાંય,
પ્રભુ પ્રેમમાં લાગે લેહ, શશ્શા શાંતિ સાચી એહ.
ષષ્ષા ષડરિપુનું છે સાલ, માટે પ્રાણી ચેતી ચાલ,
ધર્મ ભોમિયો લેજે સાથ, બિહિતા રહેશે ભિડતાં બાથ,
વાંકો કરી ન શકશે વાળ, ષષ્ષા ષડરિપુનું છે સાથ,

સસ્સા સૌમાં વ્યાપક એક, રચનારો બ્રહ્માંડ અનેક,
કળા અકળ અદભુત અમાપ, ચૌદ ભુવનનો જે મા બાપ.
આપ ભકતોનો રાખે ટેક, સસ્સા સૌમાં વ્યાપક એક.
હહ્હા હરિ શરણે જો જાય, પાતક સઘળા દુર પળાય,
અવલ બંન શ્રીહરિનું સત્ય, માયા બીજી સર્વ અસત્ય;
વસ્તુ માત્રમાં પ્રભુ પેખાય, હહ્હા હરિશરણે જો જાય.
અક્ષર માળા પુરણ થઇ, સુઝીયું તેવું ગાયું સહી,
યથામતિ દીધો ઉપદેશ, લાભ થશેવાંચ નથી લેશ,
પામીશઉર પુરણ સંતોષ, જાણે લાધ્યો ધનતો કોશ.
ઓગણિસે ઓગણ પચ્ચાસ, વિક્રમ સંવત કારતીકમાસ.
ભુજ નગરી ખેંગાર ભુપાળ, પ્રજા તણા પુરણ પ્રતિપાળ,
અરપ્યા અક્ષર પ્રભુને નામ, છોટાલાલ રચી નિષ્કામ.

## ૫૪-પ્રીતમ દાસનો-કકો.

કકા કર સદ ગુરૂનો સંગ રહે કમલમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દુર પળાય;
લીંગ વાસના હોય ભંગ, કકા કર સદગુરૂનો સંગ.
ખખા ખરે ખરી છે વાત, તે શ્રી મુખે કહે સાક્ષાત,
જ્ઞાનિ મુની જોગી જતી, ગુરૂ કૃપાવિણ સીધી નથી;
જનમ મરણ ટળશે ઘાત, ખખા ખરે ખરી છે વાત.

ગગા ગુરૂની સેવા કરો, પરનંદા પરધન પરહરો,
પ્રપંચ તે પડવાનો કામ, સાચે રાચે સીતારામ;
એ શિખામણ ચિતમાં ધરો, ગગા ગુરૂજી શેવા કરો,
ઘઘા ઘણું કહે શું થાય, ભવતરવાનો એ ઉપાય,
સમજીને શંસય ટાળવા, બાહ્યભ્યંતર હરિ ભાળવા;
જોતાં જીવ દશા જે જાય, ઘઘા ઘણું કહે શું થાય.
નનાનીરમલ તેની દશા, જેને હરી હૃદામાં વશ્યા,
પોતાનાં અવગુણ નેહણે, પરનાં તો દ્દેનવ ગણે;
કોના દોષ ન દેખે કશા, નના નીરમલ તેની દશા.
ચચા ચિતમાં ચેતીલે, માથે મરણ તણો છે ભય,
કાયા ઉપર તાકે કાળ, મોહપાળથી એ માંડીજાળ;
તેમાં હરી રાખે તે રહે, ચચા ચિતમાં ચેતીલે.
છછા છે માયા ગુણ મયી, બળવંતી પણ દીશે નહી,
દાનવ માનવને દેવતા, આધી નથઇ સૌ સેવતા.
હરીજન આગે હારી રહી, છછા છે માયા ગુણમયી.
જજા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધી નીષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નીરવેદ, જજા વિરલા જાણે ભેદ.
ઝઝા ઝાંખી જોને તેહ, વણવાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ.

નના નામ નાવછે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ મર્મ નહીં લાગે લેશ, છે આનંદી હરીનો દેશ,
તે પદને પામે નિરધાર, નના નામ નાવ છે સાર.
ટકા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમી મળે,
નાના મોટા હરીનાં ઘાટ, કાઇ સુક્ષ્મને કાંઇ વૈરાટ;
હરીને ભજતાં હું પદ ગળે, ટકા ટેક જનમનો ટળે.
ઠઠા ઠેકાણું છે ઠીક, જ્યા ન મલેબી જાની બીક,
નિરામય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠા ઠેકાણું છે ઠીક.
ડડા ડાપણ મુકીદે, સદગુરૂને શરણે જઇને રહે,
વચન તણો રાખી વિશ્વાસ, કુ કલ્પનાનો કરશે નાશ;
એ પાપીથી અળગો રહે, ડડા ડાપણ મુકીદે.
ઢઢા ઢોલ વગાડી કહયું, રૂડા પુરૂષને રદે રહયું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર,
જોતામાં જોબન તો ગયું, ઢઢા ઢોલ વગાડી કહયું.
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજવાધેછે ઘણું,
ઘાણી ગણમાં ડુબી ગયો, દેવાળુ કાંઢીને રહયો;
જમ કિંકર કરશે તાપણું, રે ણારણ ચોરાશી તણું.
તતા તારૂં તુંજ તપાસ; કયાંશી આવ્યો કયાં તું જાશ;
ખેપ કરીને ખોટી કાઢ, હરીફ હોય તો લાગે હાઢ;
મુરખનાં મનમાં નહિ વાસ, તતા તારૂં આપ તપાસ.

થથા થરતો રેવું નથી, કોણ રંકકે કોણ પૃથ્વીપતિ,
આજ કાલમાં જાવું શહી, કોટી ઉપાય રેવું નહીં;
ભાવ ધરી ભજ કમળાપતિ, થથા થીરતો રેવું નથી.
દદા દેહ દેવળમાં દેશ, શેવક થઇને કરને શેવ,
પ્રેમ પુષ્યને ચંદન હાર, જ્ઞાન દિપક ઘટમાં અજવાળ;
અંતરનો છે અહુમેવ, દદા દેહ દેવળમાં દેવ
ધધા ધર જે ધારણ ધીર, વાચ કાચ વશરાખે વીર;
શબ્દ તણી ગ્રહીજે સમશેર, શત્રુદળમાં ભાદે ભેદ,
સદગુરૂ બકતર પેર શરીર, ધધા ધરજે ધીર.
નના નિશાન ગુરૂનો છે, ધીરવર પગરોંકી રહે,
કાયર નરનું નહિ ત્યાં કામ, સુર વીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણ જગમાં જેહ, નના નિશાણ ગુરૂનો છે.
પપા પુરાની જે પ્રીત, મેરૂ ચલે પણ ન ચલે ચિત્ત,
ધ્રુની પેરે અવીચળ રહે, સ્તુતિ નિંદાને સુખ દુઃખ સહે;
નારાયણને નિરખે નિત, પપા પુરાણી જે પ્રીત.
ફફા ફોકટ તે કોણ ફરે, સચેત થઇ હરી સમરણ કરે,
જનમ મરણમાં આવે નહિં, જેનુ મનવશ્યું હરી મહીં;
જઠરા વાસન નિશ્ચે કરે, ફફા ફોકટ તે કોણ ફરે.
બબા બોલે તેને જાણ, મુકી દેને મનની તાણ,
હું મારૂં હૃદયથી ટાળ, પરમારથમાં પીંડજ ગાળ;
દયા દીનતા મનમાં આણ, બબા બોલે તેને જાણ.

ભભા ભજન થકી ભય ટળે, નિશ્ચય કાળ કરાળ ન ગળે,
લેખ ધરે જો સીધી થાય, ભાંડ ભવાઇયા વૈકુંઠે જાય;
જેવો ભાવ તેવા હરી ફળે, ભભા ભજન થકી ભય ટળે.
મમા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચા તાણ,
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ;
માટે મનહરી ચરણે આણ, મમા માયા મનની જાણ.
જજા જીવ પાણું જેહેને, સંશય શોક સદા તેને,
આતમ બુધે ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
ઐદ રશી દેખે દેહને, જજા જીવ પાણું દેહને.
રરા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકીદે,
વળ તોરસીદ વદે છે વાત, નીરવ લોવેના આવે સ્વાદ;
હરીનું હાર દહેતે ગ્રહે, રરા રામ ભજનમાં રહે.
લવાલે તું આતમ લાવ; ફરી ફરી નહી આવે દાવ,
જીતીબાજી હારીશ નહી, સમજુને શીખામણ કહી,
હવે ન ચુકીશ આવો દાવ, લવા લેતું આતમ લાવ.
વવા વેદ વચન નિરધાર, જે જાણે તે પામે પાર,
ઉંચ નિચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતી;
સંશય સૌ તજવો અહંકાર, વવા વેદ વચન નિરધાર.
શશા સાધન સરવે થયું, જેનું ચિત હરી ચરણે રહયું,
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તીરથને બહુ દાન.
કોટી વીઘન ભયકૃત ગયું, શશા શાધન સર્વે થયું.

ખખા ખાંડનાં બીબા ભરે, કોયલ કાગડે કુંજર કડે,
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી જાત,
મીસરી જોતાં તો મન ઠરે, ખખા ખાંડનાં બીબા ભરે.

સસા સઘળે સુંદર શ્યામ, હરીવીના નહી ગલો ગમ,
અનેક રૂપે એના નામ, આદે અંતે એકજ રામ;
જે સમજે તો પુરણ કાંમ, સસા સઘળું સુંદર કામ.

હહા હરી ભાખોં ભરપુર, દોષ કર્મ તો રેશે દુર,
રવીનો રજની નહી કોકાળ, તેમ આતમાં પુરણ ભાળ,
નિર્મળ નયણે રાખો નુર, હહા હરી ભાખો ભરપુર.

સૌ અક્ષર સંપૂર્ણ થયાં હરી ગુરૂ સંતે કીધી દયા,
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
સવંત અઢાર બત્રીશ નીશાલ, ચૈત્ર સુદી સાતમ સોમવાર,
સરવેશ્વર સાધુનું નામ, ઠાકોર કુંજબીહારી ધામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહયાં, હરી ગુરૂ સંત કીધી દયા.

## ૫૫ વડો કકકો.

કકો લીજે શ્રી કૃષ્ણજીનું નામ, અવીચલ પદ આપે ભગવાન,
ભવના બંધરે છોડે જે, કકો તો વળી કહીએ તેહ.

ખખે ભોગવીચારે ખાણ, પાપે પડવું છે નિરવાણ,
મોહ માયા મછર પરહરિ, ખખે ખંતથી સમરણ કરી,

ગગે ગોવરધન કર ધરી, ઇંદ્રે મેઘ જલ વૃષ્ટિ કરી,
ગોકલની રક્ષા કરી, ગગો તો વરી કહીએ તેહ.
ઘઘે ઘેર ત્રીભોવન ધણી, કાગલ લખી મોકલ્યો રૂકમણી.
શાએ કરો તમે વૈંકુઠરાએ, ઘઘો તો એણી પેરે થાએ.
નને બેન દેવકીજી પરણી, તે આઠમે ગર્ભ તુને મારસે સહી,
એવી આકાશવાણી થઇ, નને એવી વાતજ કઇ.
ચચા એ ચિતમાં વિચારજ કર્યું, બેન દેવકીને મારવાનું ધાર્યું,
વસુદેવ તો વિચમાંજ પડયા, ચચે એવી વાણી કરી.
છછે છત્રપતિ કોપીને જાએ, દેવકીજીને ઈશ્વર સાહે,
નારદે આવીને સુચના કરી, છછે એવી વાણી ઉચરી.
જજે ભાઇ મામની પેર, ભાણેજે મારી કીધોકેર,
પાપીને પાપ લાગે સહી, જજે એવી વાતજ કરી.
ઝઝે ઝુલમ કરેછે આપ, દોહીત્ર મારાનું લાગું પાપ,
દેવકીજી તો સોચજ કરે, ઝઝે એવી વાતજ કરી.
ટકે ટોળું કંશનું જે રખે, આતો કરેછે તે સઉને,
ધારણ પડી આસાંર, ટકો કહે છે એજ વિચાર.
ઠઠે ઠામ ચલાવા કામ, જઇ નંદને કરો પ્રણામ,
પુત્રી સાથે માટલાજે, ઠઠો તો બોલે છે જે.
ડડે ડગલા વાસુદેવજી ભરે, વાટ જુવેને દેવકીજી ફરે,
માતાને મન હરખ ન માએ, ડડે વાત કહીને જાએ.

ઢઢે ઢોલ વાગા નીસાન, કંશરાએને થઇ જાણ,
પોરી રોતી સાંભળી, ઢઢે તો વાત વિસતારી
રણેતાં હારખી આતજ થયા, કાલા ગ્રહેમાં જઇને રહયા,
પુતરીસી લાએ પછાડી તેહ, ણુણો વાત કરે છે તેહ.
તતે તારે બોલીવાણ, તારો વેરી પ્રગટો જાણ,
આકાશે એવી વાણી થઇ, તતે એવી વાતજ કરી.
થથે થાનક તારૂં જશે, એ બાલક તુજને મારશે,
આકાશમાંથી વાણી થઇ, થથો વાએક બોલ્યો સહી
દદે દીનરાત નહીં જાએ, કાયર થઇને વેગેરાએ;
અસુરે એવી વાણી કરી, દદો એમ બોલે છે સહી.
ધધે ધરમ ચુકો કહી, બેન મારી પણ મરી નહી,
આકાશમાં તો ઉડી ગઇ, ધધે એવી વાણી કરી
નને નગરનું લેશે રાજ, તારો વેરી પ્રગટો આજ,
જોગ માયા એ એવી વાણીં કરી, નનો એમ બોલે છે અહીં.
પપે પુતના મોક લીજે, બાલકને ધવરાવીતે,
વીખ હલાહલ ભરેઆં સહી, પપે એવી વાણી કરી.
ફફે ફીદા યયા મુરારી, પુતનાને લીધી ઉગારી,
પુતના નાહરે આ પ્રાણ, ફફો કહેછે એ પ્રમાણ.
બબે બગાસુર મોકલેજે, બાલપણાના પ્રાકમતે,
દાવાનલ વીધો શ્રીહરી, બબે એમ વાણી ભણી.

ભભે ભુધરજી સું કરે, કંશરાજ તો શોચજ કરે,
ભોમી ભાંર ઊતારવો સહી, ભભે એવી વાતજ કરી.
મમે મથુરા ભાણેજને તેડી જાએ, આવો ગોકલના રાએ,
મામા ભાણેજનો મેલજ થાએ, મમો એમ કરીને જાએ.
યએ જદુ પતિરથ જો તરી, બેઠા છે ત્રીભુવન ધણી;
ગોકલથી મથુરામાં જાએ, યએ પોતે દાખલો થાએ.
રરે તાં હાંરલી આતજ થયો, મામાજીને મલવાં ગયાં,
પ્રથમે ધોબી મારો સહી, રરે એમ વાતજ કહીં.
ધોવે ચંદન કુંબજા લઇ જાએ, આનંદે આપેછે જદુરાએ,
નવ જોબન કીધોછે દેહ, લવો એમ વાતજ કહે.
વવે વિદારણ કર્યું હસ્તી તાણું, દુખ થયું કંશને ધાણું,
ધનુપ ભંગ કરે ઓછે આજ, કંશનો જાશે રાજ.
શશે સામળીએ જાલ્યા કેશ, કંશને માર્યો લવલેશ;
સુરસેનને આપું રાજ, શશો કહેછે આજ.
સસે સર્વે રાજી થાએ, કારા ગ્રહમાં કૃષ્ણજ જાએ;
માત પીતાને મલે આ સહી, સસે એવી વાણી કહી.
ષષા સંતોષા સભાને ભારી, જેજે શ્રી દેવકૃષ્ણ મુરારી,
ઓધવને મુકયાં ગોકલ, ષપે એમ વાતજ કરી.
હહે હરજી નીશી પેર, નંદ જસોદા મુકાં ઘેર,
કુબ જાને ઘેર વાસો રહયાં, હહે એમ બોલી રહયાં.

અરજુન સંગાતે પ્રીતજ કરી, હસ્તીના પુર આવ્યા શ્રીહરી,
ભરી સભામાં દીધો મછવેદ, દ્રુપદીનો રાખ્યો ભેદ.
નારદ રૂષીએ વાણી કરી, પાંડવની ઇચ્છા પુરી થઇ,
એ કક્કો શીખે ગાએ, મનની ઇછા પુરણથએ.

## પદ-ભુમાનંદનો કકો.

કકા કલીમાં એછે સાર, હરી કીર્તન કરી હોય ઉધાર;
વિષય વાંછના ત્યાગી કરે, તો કર તનથી કારજ સરે;
ભવ સાગરનો આવે પાર; કકા કલીમાં એછે સાર.
ખખા ખાલી હાથે જાય, દેવ દર્શનનું ફલ નવ થાય;
દર્શન કરતાં દારા જુવે, તે પણ દરશનનું ફલ ખુવે,
દર્શાંદ દેવ તણીજે ખાય, ખખા ખાલી હાથે જાય.
ગગા ગણત્રી તારી નથી, મરી ગયાં મોટા માહરથી,
તે માટે સવેલા ચેત, કરીલે એક હરી સંગ હેત;
કુંટબ સારૂં કાંમ રમથી, ગગા ગણતી તારી નથી.
ઘઘા ઘોર કલીછે આજ, કર સતસંગ તો રહે લાજ,
જાવું ન પડે જમને દ્વાર, ચોરાશીનો આવે પાર;
સરવે તારૂં સરસે કાજ, ઘઘા ઘોર કલીછે આજ.
ઙઙા ઙંહ દીવસ્તુ જેહ, નર ત્રિયાના તનુ માંસેહ,
કાલાં ગોરા ઉપર ચામ, જેને જોતાં ઉપજે કામ;
જુંઠું જાણી ન કરો નેહ; ઙઙા ઙ દીવસનું જેહ.

ચચા ચેતો આવ્યો કાલ; જેમ મછલીને જાલે જાલ;
ચૌદ લોક આવે મુખમાંહી; સુડી વચે સોપારી ન્યાઇ,
જેમ ઉંદરને ફાલે વ્યાલ, ચચા ચેતો આવ્યો કાલ.
છછા છુટયાનો ઉપાય, એકછે જો સતસંગ થાય,
સતસંગે થાય કીશોર વય, ત્યારે ટળે કાલનો ભય;
જીવત પર્યંત હરીજશ ગાય, છછા છુટયાનો ઉપાય.
જજા જપ જીવનો જાપ, ટળે ત્રીવીધ તેણે તાપ,
પંચ વિષય સુખદે પર હરી; નરક ચોરાશી નાવે ફરી;
સતસંગમાં સમરતી આપ, જજા જાપ જીવનનો જાપ.
જજા જાં જવાનાં જલ જેમ; નિરાકાર બ્રહ્મ જાણો તેમ,
તે જલથીજો ત્રશ ટલી જાય, તો તે ભજને કલ્યાણ થાય,
સુન વાદીની સમજણ એમ, જજા જાંજવાનાં જલ જેમ.
ઝઝા ઈશ્વર અક્ષરમાંહીં, સાકાર મુરતીછે સુખદાઇ,
જ્યારે એ અવની અવતરે, જેને જોગે જીવ ઉધરે,
પુરૂષોતમને ભજીલે ભાઈ, ઝઝા ઇશ્વર અક્ષરમાંહી.
ટવા ટેક અંતરમાં ધરી, શીર સાટે સમરી લે હરી;
અન્ય દેવને જે આશરે, હરી ભક્તિમાં વિઘન કરે,
પતિવ્રતા થઇને લેવરી, ટવા ટેક અંતરમાં ધરી.
ઠઠા જાશો ઠાલે હાથ, એક દમડી ન આવે સાથ,
ઇશ્વરને આરાધો ઉર, નહી તણા વો તૃષ્ણાને પુર;
મેલી દેમાયાની બાથ, ઠઠા જાશો ઠાલે હાથ.

ડડા ડાપણ ડોલીયું ઘણું, જગમાં ચાવો થાવા તણું,
લેવો ઇચ્છે યો મોટપ માન, વિસારી મેલ્યાં ભગવાન;
અંતે કામ ન આવે આણું; ડડા ડાપણ ડોલ્યું ઘણું.
ઢઢા ઢોરની રાખી રીત, પંચ વિષય ભોગવ્યા કરી પ્રીત,
સનમાન સંબધીનું કર્યું, ઉજડ ગામનું પોતું ભર્યું;
મહાજનને નહિ કીધા મિત, ઢઢા ઢોરની રાખી રીત.
ણણા લે નારાયણ નામ, કઠીણ વેલાએ આવે કામ,
નામી વિના નામ ઉચરે, તેનુનો કારજ ન સરે;
એ મુર્તીનુ અક્ષર ધામ, ણણા લે નારાયણનું નામ.
તતા તજીદે તનું અભીમાન, જીવ આત્માને નિજરૂપ જાણ.
તે બ્રહ્મ હું પરબ્રહ્મનો દાશ, એમ સમજી હરીને ઉપાસ,
એમ વિચારી આત્મજ્ઞાન, તતા તજીદે તનું અભિમાન.
થથા થોડા જીવ્યા કાજ, અધર્મ નહિં આરંભો આજ;
નર દેહે નિજ ઇછીત થાય, કર્મ ખપે યાનો કર ઉપાય;
સતસંગ પાલી બાંધો પાજ, થથા થોડા જીવાનું કાજ.
દદા દીવશ જે જે જાય, આવરદામાં ઓછા થાય,
માબાપ જાણે મોટો થયો, મુલગામાંથી પણ તે ગયો,
જૈ સુસે સમસાને કાય, દદા દીવશ જેજે જાય
ધધા ધુમની ભરયમાં બાથ, એની આવે તારે સાથ
સોધી સતગુરૂ શરણે જાઓ, અજર અમર અવીનાશી થાઓ,
કહુ છું તારે કાજે ગાથ; ધધા ધુમની ભરમાં બાથ.

નના નરતનું નાવે ફરિ, દેવને દુરલભ તે તે ધરી,
હવે હરીનો નહીં કાંઇ વાંક, મલો ચિંતામણી રેમાંરાક,
ઇષ્ટ દેવનેરે અનુસરી, નના નરતનું નાવે ફરી.
પપા પામર એનુંજ નામ, વિષય ભોગવે ભુલીરામ,
ઉદર અરથે ઉદમ કરે, શ્વાન સુકર સમ થૈ ફરે,
જેને વાલી લાગે વામ, પપા પામર એનુજ નામ.
ફફા ફુટી હાંડી જેહ. તુંને અંત દેશે તેહ,
બીજી જે સામગ્રી સહુ, વેંગી લે હૈઆને વહુ,
કાંઈ ન માણેયો કેશે એહ, ફફા ફુટિ હાંડી જેહ.
બબા બાજી જીતી ગયા, જે જગમાં સતસંગી થયાં,
જેણે કીધા કુસંગ ત્યાગ, તેજ મનુષના મોટા ભાગ,
પ્રગટ પ્રભુને શરણે રહ્યા, બબા બાજીજીતી ગયા.
ભભા ભેરવાગતે જાય, નરકે નભજી ત્રીંભોવન રાય,
હરીના જન સંગે જે વેર, અમૃતઢોલી પીવુંઝેર,
પરનારી સંગ જે નર આય, ભભા ભેરવાગતે જાય.
મમા મેલો મનનો મેલ, પ્રભુ પામવાતેછે સેલ,
સુખ દુખનું દેનારૂં એહ, જનમ મરણનું કારણ તેહ.
એને આધીન સરવે ફેલ, મમા મેલો મનનું મેલ,
યયા યુવતી નર આકાર, મયાના છે મોરાધાર,
તેમાં જે રહેનારા જીવ, તેના માયા વસ્તુ દીવ,
સરવેને હરી ફેલ દાતાર; યયા યુવતી નર આકાર.

રરા જે છે રમતા રામ, તે જાણો જીવુના નામ;
લખ ચોરાશી ધારેવેશ, માયાનો નહી લાગે લેશ;
મુલ માયા તો તેનું ધામ, રરા જે છે રમતા રામ.
લવા લેવા છે હરીનામ, દેવા લાયક તો અન્નદાન,
અન્નદાને સહુ ત્રપ્ત થાય, હરીનામથી પાપ પલાય;
પણ જો વ્રત રાખે નિષ્કામ, લવા લેવા છે હરીનામ.
વવા વચનો જે છે લોપ, તેજ પ્રભુનો જાણો કોપ;
લક્ષમણને સીતાજી જેહ, વચન લોપથી ત્યાગા તેહ,
વચને વર ત્યાં ગોપીગોપ, વવા વચનો જે છે લોપ.
શશા શલીલ જે કેવાય, તેની તો શુ ભગતી નવથાય,
કામી ક્રોધી લોભી બહુ, ત્યાગી તરતાં દેખ્યા સહુ;
સરવ ભેલો ભલ વાચાય, શશા શલીલ જે કેવાય.
ષષા શોધીલે તું હરી, દેહ મનુષનો નાવે ફરી,
જો મલી જાય પ્રગટ રામ, તોતે આપે અક્ષર ધામ;
અવની ઉપર નર તનું ધરી, ષષા શોધી લે તું હરી.
સસા સુર્ય દર્સે જેમ, સ્વચ્છ વસ્તુ સર્વેમાં તેમ,
એણે જો અંધારૂં ટળે, તો પ્રગટ વિના કારજ સરે;
વ્યાપક હરીપણ જાણો એમ, સસા સુર્ય દર્સે તેમ.
હહા હરીને પરનાર, તેમાં વિરજતે નરકનો દ્વાર,
ભોગવવા જેટલા પગ ભરે, તેટલી બ્રહ્મ હત્યા પગ ઠરે,
જાલે જપ તપ પુજા જાલ, હહા હરીને પરનાર.

ક્ષક્ષા ક્ષેત્ર અન્યનું પાપ, તિરથમાં તે થઈ જાય શાપ,
તિરથ ક્ષેત્રમાં જો કરે, વજ્ર લેપ થઈ શીર ઠરે;
મન વશ કરી જપો હરી જાપ, ક્ષક્ષા ક્ષેત્ર અન્યનું પાપ.
ત્રત્રા ત્રિલોકીમાં હેહ, પંચભુતનાં પડશે તેહ,
જે પામેછે અક્ષર ધામ, ભાગવતી તનું છે નામ.
જ્ઞા જ્ઞાન વિન મુક્તિનામ, નથી થાતી ભજતાં રામ;
જીવ ઇશ્વર માયાનું રૂપ, જાણવું તેછે જ્ઞાન અનુપ.
પુરૂષો તમને અક્ષર ધામ, જ્ઞા જ્ઞાનવિન મુક્તિનામ,
અઆ આનંદ આઠો જામ, વરતે તો જોયા નિષ્કામ,
વાસનાનો જો થાય વિજોગ, તો ટળે જન્મ મરણ રૂપ રોગ.
ઉરમાં વાસ કરી રહે રામ, અઆ આનંદ આઠો જામ
ઇઈ અધર્મનું મુલ, કહુછું કાપી નાંખો શુલ,
માંસ મદીરા ચોરી જેહ, એ વેરી છે ચોથું તેહ;
રાખો રૂદામાં ધર્મનું કુલ, ઇઇ અધર્મનું મુલ.
ઉઊ ઉદવેગનું આગાર, કુસંગ છે કહુછું નિરધાર,
કરી સતસંગ સાધીશે કાજ, ભવજલ તરવાનું છે જાજ;
નહી તો જાશો જમને દ્વાર, ઉઊ ઉદવેનું આગાર.
રૂરૂ રૂપી નારાયણ જેહ, અક્ષર ધામી આપે એહ,
કૃષ્ણરૂપે થયા સ્વછંદ, તેછે સ્વામી સહજાનંદ;
પ્રગટયા પુરવ છપૈયે એહ, રૂરૂ રૂપી નારાયણ એહ.

ઉઉ પોકર્યો આવી કાળ, વિષય થકી મન પાછું વાળ;
ચેત સવેલે સતસંગ કરી, સ્વાશો સ્વાશ સમરે હરી;
નરદેહ વિન નહી આવે તાલ, ઉઉ પાકર્યો આવીકાલ.
અક્ષરનો તો લીધો લેશ, આત્માને દીધો ઉપદેશ,
મીથ્યા કરવા માયા ફંદ, કકો કહેછે ભુમાનંદ;
હરીહરને ભજવા હમેશ, અક્ષરનો લીધો વેશ.

૫૭-કકો દયારામ કૃત.

કકા કોટી કારજ છાડીનેરે, ભજીલો શ્રીકૃષ્ણ કૃપાળ;
નહિતો પાછડ પસ્તાવો થાશેરે, આવી જશે અચાનક કાળ;
ખખા ખોટુ સહુ શ્રીહરિ વિનારે; આદે મધ્યે અંતે દુઃખ રૂપ.
અનુભવી વાત કહુંછું હું ખરીરે; માટે સમરો શ્યામ સ્વરૂપ.
ગગા ગુરૂ હરીજન એકછેરે; રખે રાખો મનમાં ભ્રાંત;
સેવો સાચે સ્નેહે વીવેક શુરે; સર્વ શાસ્રનું એજ સિદ્ધાંત.
ઘઘા ઘડી લાખેણી જાએછેરે; જો તું જાણી શકે તો જાણ
હરી ભજવાનો અવસર નહિ મળેરે; ફરી થાશે મોટી હાંણ.
નના નિર્ભય પદ નંદ લાલનુંરે; એથકી સહુઓછું જાણ.
પક્ષ રાક્ષીને વચન વદતો નથીરે; મુને માતા પીતાની આણ,
ચચા ચતુર તુને ત્યારે કહુંરે; ચિત ચરણ ચતુર ભુજરામ;
નિત સેવા સમરણ સંત સંગમાંરે; રહી શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ ભાખ
છછા છેલ છબીલા લાલશુંરે; શીઘરે જોડો સાચી પ્રીત.
કરતવ કાંઇ પછે તાહારે નથીરે; તારી સરવે વાત જીત.

જજા જગજીવન જાણે આનથીરે; જાણ્યું સરવે તોએ તું અજાણ
પ્રેમે પુરૂષોતમ પુજ્યા વિનારે, થયે પંડીત નહિ કલ્યાણ,
ઝઝા ઝપટ કરી હરી ગાઇ લીએરે, ફરી મળવો નથી આ દીન
રંકને લંક મળી જેમ લુવારે, તેમ તુને મળ્યું એ ધન્ય,
ટવા ટોપી તીલક માલા ધરીએ, તો ચેતજ્યા નહી કપટ કુટેવ
વૈષ્ણવ વેશ ધરી વાહી વિશ્વનેરે, ક્ષણું કીધી નહી હરી સેવ,
ઠઠા ઠાલા થોથા સંસાર નાંરે, કુટે કઇએ ન આવે પાર.
અમુલય એવે અવસર જાએછેરે, વેહેલો ભજીલે નંદકુમાર,
ડડા ડાહયો ઠેર્યો સંસારમાંરે, તેણે શું શર્યું તારૂં કામ,
માર ખાતા મોઢું ભાગી જશેરે, માટે ભજીલે સુંદર શ્યામ,
ઢઢા સુંઢણુકે શ્રીહરી ગાઇએરે, કયાં લગી ઢણકારો આઠોર.
થાકયાં જમ કીંકર તુંને ઝુડતારે, તોએ તું ન થાકયો નઠોર.
રેણાં રાજપર ઘણાં ભોગવ્યાંરે, ઘણાં ભોગવ્યાં નર્કનાં દુઃખ,
જાણે તો બાકી કાંઇ રહી નથીરે, હવે તો ભજ થાય સુખ,
તતા તું તારૂં ચેત્યો નહિરે, શીખ્યો સરવ અવરને કાજ,
સુબળ જ્ઞાન બતાવે અન્યરેરે, તુમાં અંધારૂં ઝાઝ.
થથા થાવર જગમાં સરવ માંરે, જાણીલે જે શ્રીહરીનો અંશ,
મન વચન ક્રમ વચને દયા સહુપર ધરોરે, રખે કરતા કોઇને ધ્વંશ.
દદા દોષ સર્વ નિજમાં લહોરે, જાણો સાહામાં સર્વને શુધ્ધ.
અન્ય તો અંતર ગુણ નાણીએરે, એ છે ભવ તરવાની બુધ્ધ,

ધધા ધીક ધીક ધન ઢગ જાણજોરે, ધિક વિધા ધીક સ્રી ધામ.
સરૂપ સુઘડતા ધક વૈભવ સહુર, તારા જો ન ભજ્યા ધનશ્યામ,
પપા પોથા ભણી પંડીત થયોરે, ઘણો પુજાયો જગ માંહેરે.
જગતના પુજને તે પુજ્યા નહીંરે, અલ્પા તારૂં ઠેકાણુ કયારે.
ફફા ફેરો પડયો અવતારનોરે, .જ્યારે ગાય નહીં ગોવિંદ.
એખે ખોયો દુરલભ દેહ માનવીરે, તારૂં ઉંધુ કર્મ મતીમંદ,
બબા બળ તારો ત્રીભુવન પતીરે, જેણે ઘેર ત્રીલોકનું લાજ,
પુત્રપણું જણાવી જો સેવો પીતારે, વિના સારે સરેઆંસહુકાજ
ભભા ભક્તિ કરી ભગવંતનીરે, તેનું ધન્ય ભાગ ભવમાંય,
ઇશ અનંત કોટી બ્રહ્માંડનારે, સવા રહે તે જન ત્યાં હુએ.
મમા મોટા થી મોટું નાણુરે, કળીમાં શ્રીકૃષ્ણનું નામ.
સાધન સરવે તણું એ શિરોમણીરે, શ્રમવિના મળે ધનશ્યામ.
યયા યત્ને પ્રયત્ને નાશ જોરે, તમે દુષ્ટ સંગશી દુર.
ભાવ ભક્તિ હરી ભુલાવશેરે, ક્ષણમાં આવી કરશે ચુર.
રરા રશીક શીરોમણી શ્યામ સુંરે, તુંને લાગે જો સાચો રંગ,
સહેજે સર્વ સુખ આવી મળેરે, તારૂં દુઃખ સર્વ થાય ભંગ.
લલા લોક તથા પરલોકમાંરે, સુખ શ્રીહરી સમરેથી થાય,
કૃષ્ણ કૃપા પાળે કાંઈનાં બનેરે, બીજા કરીએ કોટી ઉપાય.
વવા વાત સિધાતની સુણ કહુરે, જાણે સહુથી વડો વિશ્વાશ,
તો દૃઢ જેને શ્રીહરી ઉપર થયોરે, તેતો શીરોમણી હરીદાશ.

સસા સાર સરવનો એછેરે, કરવો સાચો સદા સંતસંગ,
નીચ નીરઅતી નગર ગલી તણું, જે ગંગ મળે થાય ગંગ.
રહા હાથ ધરીશ પાછળથીરે, પાપ લાગી કહું પાલવ પાથરીરે
નિશ્ચે પળ પળથીમાં પસ્તાશ, ભજીલે શ્રી અવીનાશ.
અયા તુંને અનેક વાતની એક કહુંરે, જેથી થાય અંતી આનંદ
કોઇ પ્રાણીને કલપા વીશમાંરે, નીશીદીન ગાજે તું ગોવીંદ.
કકો અલૌકીક મન પ્રબોધનોરે, જે કોઇ શીખે સાંભળે ગાય,
કહે દયોદાશ શ્રીજી મહારાજનેરે, તેનો સહુકારજ સીધ.

### ૫૮-કકો ચતુરાઇનો.

કકારે કામ કરતાં વિલંબ ન કરીએ, એ ચતુરાઇની રીત.
ખખારે ખુણે બેસી ખત ન લખીએ—એ ચતુરા૦
ગગારે ગોબ્રાહ્મણની સેવા કરીએ—એ૦
ઘઘારે ઘર સંઘાતે કુસંપન કરીએ—એ૦
નનારે નારાયણનું નામજ લીજે—એ૦
ચચારે ચોરે બેસી ચાડી ન કરીએ—એ૦
છછારે છાની વાત છતરાઇ ન કીજે—એ૦
જજારે જોરાવર પર જોર ન કરીએ—એ૦
ઝઝારે ઝાડ ચડી ઉત્પાત ન કરીએ—એ૦
ઝઝારે સંયમ પાળી કામ કીજીએ—એ૦
ટવારે ટોળીમાંથી જુદા ન પડીએ—એ૦

ઠઠારે ઠાલે હાથે દેરે ન જઇએ-એ૦
ઢઢારે ઢોર ચોર વિશ્વાશ ન કરીએ-એ૦
ણણારે રણવગડામાં રાત ન રહીએ-૦
તતારે તોછડે બોલે વાત ન કરીએ-એ૦
થથારે થાપણ કોઈની ઓળવીએ નહિ-એ૦
દદારે દોષ કરતાં દિલમાં ડરીએ-એ૦
ધધારે ધર્મ કરતાં પાછું ન જોઇએ-એ૦
નનારે નારાયણની સેવા કરીએ-એ૦
પપારે પાડોશી સાથે વેર ન કરીએ-એ૦
ફફારે ફુલ્ય તણે ઘોડે નવ ચડીએ-એ૦
બબારે બોલ્યો બોલ ન પાછો ફરીએ-એ૦
ભભારે ભાઇ ભાડુંને ગાળ ન દઇએ-એ૦
મમારે માબાપોની સેવા કરીએ-એ૦
યયારે યશ કીરતીના કામો કરીએ-એ૦
રરારે રૂણ કોઇ કેરૂં નવ કરીએ-એ૦
લલારે લક્ષણ બત્રીશે શીખીએ-એ૦
વવારે વેરીનો વિશ્વાશ ન કરીએ-એ૦
શશારે શરમ ભરેલા કામ ન કરીએ-એ૦
સસારે સોનીનું વિશ્વાશ ન કરીએ-એ૦
હહારે હસતાં હસતાં વાત ન કહીએ-એ૦

ળળારે લવ અમથી અમથી ન કહીએ-એ૦
ક્ષક્ષારે શિક્ષણ શાસ્ત્રનો લીજીએ-એ૦
જ્ઞજ્ઞારે ગોવિંદને ભજીએ-એ૦

### ૫૯ ભજન—ચેલૈઆનું.

શેઠ સગાડસા સાધુને સેવ્યાં વાણીએ પારેઆ વૃત,
અમે ઉપવાશી સાધુજી નાવ્યાં બાવોજી આવ્યાં તરત;
કેશવજી કોઠીઆ થઇનેરે રૂપ અતીતનું લઇને,
ચંગાવતીએ ચર્ણામૃત લીધાને પવરાવેછે નાથ;
નાઈ ધોઇ પલંગપર પોઢાડયાં વાણીએ કીધા સ્વમાન,
ભોજનીઆ ખીરનાં કીધાંરે પીરસીને આગળ દીધાં;
ખીર રોટલી જમતા નથીને નથી અનનો અહાર,
એ અમે છૈએ માંસના આહરી એમ કહે કીલતારવાણી;
વૃત જો ફળશેરે તેથી અવીનાશી મળશે,
કાંસાઇ વાડે શેઠ જઇને છુપાઇ લાવ્યારે માંસ;
તેની ચંગાવતી રસોઇ બનાવી પીરસી દીધા પ્રસાદ,
વાસર ઢોરે નરને નારીરે સુખે જમો દેવ મોરારી;
માટી તો માણસની જોઇએને પશુ માટીનો નહીં પ્યાર,
એરી અઘોર પંથી અમે કહેવાઇએ ખેલીએ ખાંડાની ધાર;
મારૂ મન તમસેં સાધ્યુંરે સમજી લ્યોને તમે સાધુ,
માગ્યા વેંચાતા માણસ નહી મલશે,

મનથી કાંઇ મહાર એરી માબાપ બેપગીઆણુ કીધા,
ચેલૈઆ કીજે સંહાર હરી મને થાય વીશેશેરે.
કરો તે હરીને લેખે ભણતર મેલીને ભાગ ચેલૈયા,
માન મારી પરતીત તારામાં બાપ મારશે.
તુને ઘેર આવ્યા છે અતીત ધુતારો ધુતવી જાશેરે,
પછી પસ્તાવો થાશે.
એ શું બોલ્યા સ્વામી અમારા ને માવિત્ર મેલ્યા ન જાય,
એરી નવમાશ જેણે ઉદરમાં રાખ્યા ગુણ કેતા નવ જાય.
ભક્તિ મારી શીશને શાટેરે મરવું માબાપને માટેરે,
ભાગુ તો મુને ભુમી ન સુ જેને ધરા નવ જાલે ભાર
મેરૂ પરવત તો મેલીજ દેશે આવતણો આધાર
મેરા મણમા જા મુકેરે ચેલૈઆનુ સત ન ચુકે
શીખલેને ચાલ્યો ચેલૈઓ આવ્યો પોતાને ઘેર,
માતાએ મુખના મીઠડા દીધા નીરખી નાખ્યો નીશારા,
આવ તો ઉંરમા લીધારે માયાના વીચાર કીધા,
એ શું બોલ્યા માતાજી મોરા નીશા હોવે ન આજ,
એરી સફળ કમાવી ચેલેઆ જેનું મસાપરખે મારાજ,
રૂડો છે આંજનો દહાડોરે સુખે હરીને માબાપ,
એ ભેડા થઇને કાપ્યો ચેલૈયાનું શીશ,
મસ્તક કાપી થાળમા રાખ્યા જમાડયા જગદીશ,

દાસને આજ્ઞા દીજેરે પ્રભુ મારી પરિણા કીજેરે,
મસ્તક લઇને ખાંડણી એ ખાંડો બેજન માને બાપ,
એ આંખોમાં બેજણ આંજણ આંજીને, મનમા ન આણ્યો મેલ,
તોએ તમે સાચા સતીરે કે વરી જુના જતી,
મસ્તક લૈને ખાંડણીએ ખાંડે બેજણ માને બાપ,
આંખોમાં બેજણ આંજણ આંજીને હેતે હાલીડા ગાય.
ભોજનીઆ ભાવેથી રાંધ્યારે પીરશીને આગળ રાખ્યાં,
આ ચંગાવતીબાઇ તું છો સતીને સાંભળ મારી વાત.
એરી વાળીઆનું અમે જમતા નથી એમ વેદમાંછે વિખ્યાત,
તપીઓ તપ છોડાવેરે મનમાં કાંઇ એટી નાંણે.
ત્યારે શગાડશા શેઠ કહેછે પ્રગટયાં પુરવના પાપ,
એરી ગુરૂ ન માર્યા ગોત્ર ન મારયા મારયા ન માને બાપ.
ડુંગરડે ડમ લગાડયારે કોને મારા ખેલ લગાડયા,
ચંગાવતી કહે વાળી યા નથી, ને પાંચ માશનુ ફરજંદ,
ભલે પધારયા ત્રીભોવન સ્વામી ઘેર અમારે,
સંત સાચે મને જયારે સંભાર્યારે, ત્યારે મારા ખેલ સુધાર્યાં.
ત્યારે ચંગાવતી કટાર લૈને માર્યોછે ઉદરમાંય,
વડા આવીને પ્રભુજી પોતાના લીધા બે હાથ.
ભલા સંત ભક્તિ ન ચુકેરે તેને હરી ન મુકેરે,
ચેલઇઆને સજીવન કીધો રમવા બેઠા બાળ;

એરીએને સદા તારો ચરણ ચાલો દીન જાણીને દયાળ
વલતા બોલ્યા નરને નારીરે ભક્તિ આલો ભુધર તારી;
શેઠ શગાડશા ચંગાવતીએ નીતના લીધા નેમ.
એરી ભાણ પ્રતાપે ગાય રતનદાશ માવાને મેલીએ કેમ,
માવાને મળવા માટેરે જાવું વૈકુંઠની વાટે હરી.

---

૯૦-ભજન.

## પ્રલાદ આખ્યાન.

ગવરીના ગણુપતી ગજાનંદ ગવરીના ગણુપતી,
એરી બિઘ્ન વીદારણુ કાર્જ સુધારણુ સાહે થજો સરસ્વતી-ગજા૦

રાગ-બીજો.

વ્યાસ મુની તુંને પુછું પેલી તે પુજા કેની કરવી,
એવો તે કોણુ બતાવે પુજા કરંતે સરવે સુખ પામે,

રાગ-એજ.

વ્યાસ મુની મુખે બોલ્યા પેલી તે પુજા એની કરવી,
સૌમાં છે સારંગ પ્રાણી પુજા કરંતે સરવે સુખ પામે.

રાગ-બીજો.

રાજા દુર્યોધન કહે આવા રએનીરે પુજા કેમ કરવીરે,
એતો આયરીં આનો એઠો જીમનાર, એનીરે પુજા કેમ કરવીરે
માતતાત મુકી આંવ્યોછે, એ ઘેર એનીરે પુજા કેમ કરવીરે;
એમાં બીજો નથી કોએ ભુપાલ એનીરે પુજા કેમ કરવી.

રાગ-બીજો.

બ્રહ્મા કેરા પુત્ર ચાર કરી મનમાં પુર્ણ વીચાર, આવ્યા દરશન કરવાને
જ્યાંપરી બ્રહ્મ બીરાજયાં, ત્યાં જોયુ નગ્ન સ્વરૂપ;
ઋષિ દુતો બોલ્યા અનાદર કરીને.

રાગ—બીજો.

રૂષીવર માહે નહીં જવાએ આજ્ઞા વીગરતો આપ થકી માંહી,
હું આજ્ઞા લઇ આવું પછી પધારો આપ ભલે માંહી.

રાગ-બીજો.

એવીરે વાણી સુણીને દુતોને ચડયો ક્રોધ, રૂષી બોલ્યા વાણી નથીરે,
આહીં તમારો કામ, પામો અસુર જોની નીરધાર,
તમજે વારે જોહેશે આહીં લછન પામી પરી બ્રમાતાંહીં.

રાગ-બીજો.

પાર સદો મમશુ નજો બ્રહ્મા વાણી તો મીથ્યા નવજાએ,
જાઇરે પૃથ્વીમાંહી જઇને પામો રાક્ષસ યોની;
તયાંહીં ભકતી ભાવે જો ભજસો સાત જનમ ધરી મુજ ચરણે આવો
વેર ભાવે ભજશો ત્રણ જનમ ધરી,
મુજ ચરણે આવો પામો અસુર યોની નીરધાર.

રાગ—બીજો.

જાગવારા પુત્ર મારા પ્રસન હું થયો,
તપ તારૂં જોઇને આધીન હું રહયો;
માગવારા પુત્રમારા પ્રસન હું થયો, કરી કૃપા મુજ ઉપરે જાણી,
તમારો બાળ હસ્ત જોડી પીતુ મારા માગુછુ આવાર,

જલથલમાં પ્રભુ મોતન મારો કોઈ શસ્ત્રથી ન થાય,
તમારી સૃષ્ટી વીષે હું કોઈથી ન મરૂં;
માગુ પ્રભુ એટલું તે આપજો જરૂર,
ઘરમાં નાહીં બાર નાહીં, નહી પૃથ્વી આકાશ,
સ્ત્રીથી ના પુરૂષથી તેમ બાલથી ન થાય,
તેમજ વલી દીવશકે રાતનો ન થાય,
હસ્ત જોડી પીતુ મારા માગુછું આવાર.

## રાગ-બીજો.

હરીનામ તણો આધાર માહાડી મુને રામ તણો આધાર,
એરી બલતી અગનમે બાલકોને બીલી ફરે હરબાર,
આંચન લાગી ઉગરે આરેવારી રામ,
થયાં રખવાળ માડી મુને રામ તણો આધાર.

## રાગ-એજ.

હરી નામ ન લીજે બાળ વેરીનું રે નામ ન લીજે,
એરી મારી કુખેથી જનમજ પામ્યો તારા પીતાનું વચનજપાર;
સાંભળશે જો તાત તારો કરશે તારી ઘાત,
વેરી નુંરે ન લીજે બાળ.

## રાગ એજ.

એરી હરીભજન વીના માવડીતેં એરે ખોયો અવતાર,
હું તો હરીનો થઈ રહયોરે કરૂં નારાયણ ઉચ્ચાર;
માડી મુને રામ તણો આધાર.

રાગ બીજો.

અરે પુત્ર આ શું કરેછે તુ કામ મારા વેરીનું કેમ લેછે તેનું નામ,
પ્રીયા પુત્રને કાંઇ કહી સમજાવો નહી તો ચાલેશે ડંડાનુ ડાવ.

રાગ એજ.

પીતાજી આ ક્રોધ તજીને લીયો રામાઅમીરસ ગોરીને પીઓ.

રાગ બીજો.

પૃથ્વીનાથ પંડયાને તેડાવીયેરે, પ્રલાદજીને ભણુવા બેસાડીયેરે;
પૃથ્વીનાથ પંડયાને તેડાવીયેરે, કુંઅર પાંચ વરસનો તો થઇરહયાંરે
મુકયા નીશાળે જાઈ થાશે શાણારે—પૃથ્વીનાથ૦

રાગ બીજો.

કોનશો શાસ્ત્ર શીખાવે પંડીત મોરા કોનશો શાસ્ત્ર શીખાવે,
રામ નામ લીખ હેને પાટીપર વૃથા કયુંરે ગુમાવે;
પંડીત મોરા કોનશો શાસ્ત્ર પઢાવે.

રાગ બીજો.

છોકરા આવો આવો રામ ભજન કરવા,
રામ ભજન કરવા રામ ભજન કરવારે હરીનુ ધ્યાન ધરવા–છોકરા
રામ ભજન થકી મોક્ષપદ મીલશે જાવે શીંધુએ તરવા–છોકરા૦

રાગ બીજો.

પંડયા આવીને જોઇરે પાટી દાંત કચરીને મારી સોટી
અરે પુત્ર આ શું આ શું કરેછે તુ કામ તુને કેણેરે શીખાવ્યો
રામ તુને રામથી શું છેરે કામ જેને નામે થયો ગુલતાન
જેનાથી વેર તારા પીતાનુ તેનુ નામ લીએછે તું શાનું.

રાગ એજ.

ગુરૂએ ગુમ થયો વૃધવા તુમારી જેથી વચન વદો છો,
નઠારો જેની મહીમા તમે નથી જાણી શકે શામ હેશ વદેછે વાણી

રાગ બીજો.

ગોવીંદ પ્યારો અમે ગાશું ગુરૂજી મેરા ગોવીં પ્યારો અમે ગાશું
રામ નામનોરે નાવો કરીને ભવે સીંધુએ તરી જાશું—ગુરૂજી૦
રાઅશે તો એનું રાજ જરા ખશે રામરૂઠેરે મરી જાવું—ગુરૂજી૦

રાગ બીજો.

નહી ભણુંરે નાના નહી ભણુંરે સુતો રાજા પ્રલાદજી નહી ભણુંરે
શાળા શોંપી હું ગયો ને વાંસે કીધું કામ
સૌ છોકરાને સાન બતાવી બોલો રામો રામ-સુણો રાજા

રાગ બીજો.

સીડયા સુગના વચન શુણીને રાય ગણો રીશાય લઇ
તરવાર ધુણવીને ઉઠયો કોણછે શાયક તારો હું તો ફરી ફરી કહુંછું.

રાગ—બીજો.

કેમ બચાવે તારો રામ જોઈ લઉં હવે કેમ બચાવે તારો રામ,
અરે કયું કરે બકવાટ બે બાલકાહજી બાલકછે આતન;
આ ઘડીએ આ પલકમાંને લઉં તારૂં પ્રાણ,
કેમ બચાવે તારો રામ જોઇ લઉં હવે કેમ બચાવે તારો રામ.

રાગ-એજ.

રામ વીના નથી કોએ પીતાજી મેરા રામ વીના નથી કોઇ,
અરે જલથલમાં પ્રભુ રામ રહયાં છે ને સર્વ વ્યાપક,

રામ પીતા પ્રભુ વીના કોઇ નહીં ને આ ખડગમાં પણ રામ,
રામ વીના નથી રામ વીના નથી કોઈ પીતાજી મેરા-રામ૦

રાગ - બીજો.

જોયું જોયું તારાં વિષ્ણું કેરૂં જોર, પ્રલાદ તું તો વેરી મારોરે.
તેંતો કુલમે લગાયો કારો ધાગ-પ્રલાદ૦
બોડીયું બોડીયું તારા બાપકેરો નામ—પ્ર૦
તેંતો દાનવ કુલને દીધો બદનામ-પ્ર૦
ધીક ધીક તુજનેછે ધીકકાર પ્ર૦
હુંતો કરૂં તુજને પ.યમાન-પ્ર૦

રાગ-બીજો.

જલબીના સરોવર જેવા હરી નામ બીના નર તેવા,
જેમ પુત્ર વીના માતારી લુણુ વીણા રશોઇ ન સારી;
જેમ વિપ્ર ગુરૂનાં ચેલા હરી નામ વીના નર તેવા,
જેમ શશી વીના રહેન અંધેરી સતી પતીવીના કેશી નારી;
ઘરધણી વીના ઘર જેવા હરી નામ વિના નર તેવા.

રાગ-બીજો.

માતા પીતાજી ક્રોધ તજીને ભજીએ સદા પ્રભુ હરી રામ,
ધણીને રામ ન જાના જાનેશો કયાવે રામ ન જાના;
હરી જાનેસો કયા વે રામ ન જાના ભકતસો હરીકા ગુણગાવે,
ઓર ગપાટા લગાવેસો કયા વે રામ નવ જાના,
કહુત કબીરા સુણો ભાઇ સાધુ,
શરણે આવે વાંકુ વાંક હરી તારે રામ ન જાના.

# થાળ સંગ્રહ.

## ૬૧ થાળ.

હરી મિંદરમાં હોય થારી, મારા પ્રભુ મિંદરમાં હોય થારી;
તુને જમાળું વનમાળી—ટેક.
ઉના ઉના ભોજન ટાઢા થાએ,
સાદ કરે જશોદા માએ—હરી૦ ૧
લાડુ આને લાપસી ચણાની દાર,
તમે આરાગો જગ આધાર—હરી૦ ૨
શેવ સુંઆરી સાકર સાર,
તમે જીમો મારા દીન દયાળ—હરી૦ ૩
શેરીએ શેરીએ પડાવો સાદ,
જેણે ન લીઆ તે લીઆ પ્રસાદ—હરી૦ ૪
લોટા ભરે ઓ જલ જમુના નીર,
આચમાન કરો મારા બલભદ્રવીર—હરી૦ ૫
સ્વર્ગાપુરીમાં થારી થાએ,
ભુત નાથ ચરણે અપૈઓ ગાએ—હરી૦ ૬

## ૬૨-થાળ-રાગ ધનાશ્રી.

જીમત શ્યામ સુજાન, મહા પ્રભુ જીમત શ્યામ સુજાન;
સહેજાનંદ મનહર સુરતી, સંતનકે સુખદાન—મ૦

મનહર ઉત્તમ જગ મોહન, પીતાંબર પહેરાન,
ભોજન રૂચી સુખાસન બેઠે, જન નિજપ્રીતી જાન-મ૦
કંચન પાટ થાલ મુની કંચન, વાસન કનક બયાન,
ઝારી કનક ભરી જલ જમુના, કંચન ગ્રહ કમ ઠાન-મ૦
તાજે તરત તમતમે તીખે, ચિકનારૂ મિષ્ટાન,
લવણ ક્ષાર હાજર કરી લાયે, ખટરસ ભોજન ખાન-મ૦
શિરા સેવ બીરંજ સાબુની, રૂચીર થાલમરી ઠાન,
પ્રેમમગન નિરખતપ્તી તમમુખ, નીજજનપીર સતઆન-મ૦
મોદક તલે અધી કમહી મીસરી, ઉત્તમ રસ આળાન,
પાપડ વડે પકોડી પુરી, માલપુવા પકવાન-મ૦
સુભગ કંસાર અરૂં સુખરના, નાથ કરે નીજરાન,
ફુલકા ગરમ નરમ કરી ધૃતસે, પીરસ તરૂચિર પ્રમાન-મ૦
મોતૈયા સુલ મીઠાઇ, ઘેવર અધિક ધીઆન,
સાટાં અરૂ પેડા અતિ સુંદર, ફુલવડી ફરસાન—મ૦
ફેણીસુત્ર ગાંઠીયા, બરફી સેવૈયા, શકરાન,
તિખીકલી જલેબી તાજી, મગદળ ધરત તપ્તાંગ—મ૦
આદા નિબુ અજબ અથાનાં, કેરી મરચ કહાન,
ઉરહી અરૂ ભાજી તાંદુલકી, હરિ જીમત મુસકાન—મ૦
ચોરા ગ્વાલ ફરી છુકારી, કછું જાસર છુંકાન,
વાલેરે પુરી વૈતાગન, શાક અધિક સમાન—મ૦

દુધ માખણ મહી માખણ મેવા, સરવે જીવન પ્રાણ,
વિધ વિધ જનમન મોદળ ધારણ; રૂચિરૂચિ ભોગ લગાન-મ૦
જીમ અધાય તૃપ્ત ભયે જીવન, કિયે આચમન રૂચિમાન,
કાંથો ચુનો લવિંગ સોપારી, યાવત બીરી પાન-મ૦
ચંદન ચર્ચ પુષ્પગંધ, ચોસર, આરતીહી ઉતરાન,
બ્રહ્માનંદ નવલ પ્રીતમકો, રહો રેનદીન ધ્યાન—મ૦

૬૩—થાળ.

જીમવા આવો જદુકુલના રાજા,
કીધા મેં તો ઘેરવને ખાજા-જીમવા૦
આવો હરી બાજોઠીયા ઢાળું,
ઉપમાં દઇ કરૂં તમ સારૂં;
મારેરે હાથે ચોળીને નવરાવું-જમવા૦ ૧
પ્રથમથી પકવાનો ખાજા,
સુતર ફેણી કીધીછે રીતે;
જમાણું હું તમને પ્રીતે,
જીમો તો નાથ આનંદ થાએ રીતે-જમવા૦ ૨
દાર ભાંત દહીને કીધી કડી,
આગલ મેલી સુંદર ફુલવડી;
કંટેલાનો સાગ કીધો તરી—જમવા૦ ૩

જમુનાદીક જલની ભરી ઝારી,
બીજું આલું પાનને સોપારી;
ગોવિંદ સુત કેશવ બલીહારી-જમવા૦ ૪

## ૬૪ થાળ.

આરોગો ભગવાન, પ્રેમે તમે આરોગો ભગવાન,
લાડુ લાપસી ચણાં વધારીઆ પાપડ પુડી પકવાન. ૧
સાટા જલેબી મગદડીઆ લાડુ,
દાર ભાંતને શાક, પ્રેમે તમે આરોગો ભગવાન;
ખારકું ટોપરા શીંગુના દાંણાં, માહેછે દાડમને દ્રાખ-પ્રે. ૨
જલ જમુનાની ભરી લાવું ઝારી, આચમન કરોને મારાજ. ૩
મુખવાસે આલું લવીંગ એલચી, જાએફલને બીડીથાન-૪
સતગુરૂ વચને ગાયે પ્રશોતમ, મેલી માન અપમાન—૫

## ૬૫—થાળ.

પ્રભુ તારી મજમાની હો રાજ, મારે ધરે આવનાં મારાજ,
સીંધાસન બાજોઠ ઢરાવા, સીતલ જલ ભરી ભરી લાવા;
ઉભી ચમર ઢરાવા, લાગોછો સોહામણાં મહારાજ-પ્ર૦
બહુ મેવા પકવાન મીઠાઇ, છપન ભોજન આપ બનાહી,
હાથસુ ગ્રંહાહી ભરાઇ, પ્રેમે કરી પાવનાં માહારાજ—પ્ર૦
ઘોઘો ડારી એલચી સારી, કાંથો ચુરમો લવીંગ સોપારી,
પાનકો બેડલો મુખપર ધેઓંગી, પ્રેમે કરી ચાવના માહારાજ-પ્ર.

મોર મુગટ પીતાંબર સોહીએ, સુરીજન મુનીજન કામન મોહીએ.
કહે મીરાં દ્રઢ રહેના દિલ બિચ, ખુબ બને આ માહારાજ—પ્ર૦

## ૬૬-થાળ.

નંદ કુંવરને નોતરેઓ સાહેલીરે, જગજીવનને નોતરે ઓ સાહેલીરે.
મેંતો સાકરનો સીરો કર્યો સાહેલીરે, વિવિધના જાઉં વારણુ સાહે૦
મારા પ્રભુજી પધાર્યા ધરબારણેરે,—સાહેલીરે.
કોડે જમાડું એને કોરીઆ—સાહેલીરે.
માંહે આંબારસ પ્રેમરસ ગાર્યો—સાહેલીરે
અંતે જમાડું હરીને ખીચડી—સાહેલીરે.
મારી પુરવ જનમની પ્રીતડી—સાહેલીરે.
જલ જમુનાની જારી ભરી—સાહેલીરે.
મુખમાં પાન કેરિ લીડલી—સાહેલીરે.
ભાવ તણા ભુખ્યાં ભયો—સાહેલીરે.
મીઠાનો ઠાકર મહી જીમે—સાહેલીરે.

## ૬૭ થાળ-રાગ રાધાના મહીનાનો.

ગુરૂ ગોવીંદ જમવા આવો, સખા સંગ સાથે સોલાવો,
કે ગુરૂ ગોવીંદ જમવા આવો. ટેક.
જમોને હરીઅ નાથોના નાથ, ધરમ સત્ય સખા લઇને સાથ;
હું તો પીર સુમારે હાથ— ગુરૂ૦
ગરીબ ઘેર જમવાનું સારૂ, વીવેક મેંતો કીધા છે લાડુ;
જમોને હરી પંખા ઢોળાવું—ગુરૂ૦

કલ્પના એ કીધો છે કનસાર, જ્ઞાન ધરત ગવરીનું મહીસાર;
જમોને હરી નવ લગાડો વાર—ગુરૂ૦
પ્રેમે પીરસાવું પકવાન, ધરીને માંહી તુલસી તમારૂ ધ્યાન,
જમોને હરી ભાવે જમાડું ભગવાન—ગુરૂ૦
સંતોષ દાળ ભાતને કઢી, તેના મહી નાખી સુંદરવડી,
જમોને હરી પુરણ પેટ ભરી—ગુરૂ૦
જયણા એ ભરી જળ જમુના ઝારી, તેનો લઇ શીખતા;
માંઠારી, આચમન લ્યોને ગીરધારી—ગુરૂ૦
જમીને ઉઠયા ગુરૂને ગોપાળ, કેલુઓને કર લઇને,
રૂમાલ, છાંટો છે જમણે ગાલ—ગુરૂ૦
પ્રીતે પાનબીડા વાલુ, હરીરે મારે હાથે કરી આલુ,
તમથી નહી કોઇએ વાહાલું—ગુરૂ૦
મન મંદિરમાં પધરાવું, કે હીરદામા આસન કરાવું.
આનંદ સુખસે જે પોઢાવું—ગુરૂ૦
નારણ સંગ દાસ કહે કર જોડ, નેણે નિરખ્યા શ્રી રણછોડ.
ગુરૂ એ મારા પુરયા મનના કોડ—ગુરૂ૦

### ૬૮ થાળ.

ગુરૂ ગોવીંદ જમવા આવોરે—શ્રી રઘુનાથ.
મારા તનના તાપ સમાવોરે,—શ્રી૦
વાહાલાજી મારા કરૂણા કરીને જમવા આવો,
આવો તો પોહોચે લાવોરે—શ્રી૦

વાહાલાજી મારૂ જમણ જમવારે સરખું,
જમો તો નઇ હો ન રખુરે-શ્રી૦
વાહાલાજી મારા મનથી કરી છે સામગરી,
થાળમાં તુળશી ધરીરે-શ્રી૦
વાહાલાજી છપન ભોગ તુલસીમાં ભાવે જમજો,
મારી રૂદે કમળમાં રમજોરે-શ્રી૦
વાહાલાજી જળ જુમના આરોગી કર ધોજો,
રૂમાલે મુખડું લો જોરે—શ્રી૦
વાહાલાજી બીડા પાન સોપારીને ખાસ,
તમે બીડી લ્યો મુખવાસરે-શ્રી૦
વાહાલાજી સુખ સજ્યા કરી છે ઘણી ખાંત,
તમે પોઢણ લ્યો રઘુનાથરે-શ્રી૦
વાહાલાજી ગુરૂ ચરણે નારાણસીંગ કહે દાસ,
મારા પુરી મનની આશરે-શ્રી૦

૬૯-થાળ.

મારે ઘેર આવજો માવા, ભાવે તો ઢેબરૂં ખાવા,
બાજરીનાં બે ઢેબરા કીધાં, તરી ઝાઝા તેલ,
કકડો પાપડ કોચલી ઉપર, દહીનું દડબુ મેલ-મારે૦
જસોદાના માવા, આવોને વાંસલડી વાવા,
ઉનોઉનો પુખપાડુ તે, ખોબલે ખોબલે ખાવા-મા૦

મારા ખેતરમાં લાબડી પાચીતે આવી કુમતડે,
કારંગડીનું સાક જોઇએ તો, ઓપેલે વેલે-મા૦
બાજરીનાં બે ઢેબરા કીધાને, ઘીએ મેલા વહિ;
રામકૃષ્ણ પ્રભુ લંકનેરે, સાચી છે સગાઇ-મારે૦

૭૦-થાળ.

( હરિ ભજન થકી છોટા હોયતે સોથી—એ રાગ. )

હાંરે જીમો જાદવજી, આજ અમારે ઘેર પધાર્યા પ્રેમથી,
મારા મોહનજી, દીન જાણી નિત દર્શન દેજો નેમથી-ટેક.
બલદેવ બેઠા બાજોઠ માથે, શોભે સન્મુખ શામ સખા સાથે;
ભરી રાખ્યા કળશ કમળા હાથે-જીમો જાદવજી૦
વડીવાલ વડાને વટાણાં, આપ્યા અધિક અનુપ અથાણાં,
રાખ્યાં રાઇતાં બુંદી દ્રાક્ષ તણાં-જીમો જાદવજી૦
પેલી પુરણ પુડી પાસ ધરી, પાસે મુકયા ઘ્રતના પાત્ર ભરી,
આપ્યાં શાક સરસ તૈયાર કરી-જીમો જાદવજી૦
શું સ્વાદ કહું કડી ભાંત તણું, દાર ઉપરે નાખીઉં,
કેને ખાતાન વિસરે એક ખાણું-ગીરત ઘણું જીમો૦
જમી ઉઠીને યમુનાજલ લીધાં, સત ભામાજીએ બીડલા દીધાં,
શિવજીના મનોરથ સઉ સિધા-જીમો જા૦

૭૧-રાગ એજ.

ધન આજ ઘડી, દાસ જાણીને અમને દર્શન આપેઆ;
પ્રિતમ પ્યારા, પાતળીઆ પ્રેમેરે પગલા થાપેઆ-ટેક.

પેર્યાં પિતાંબર પટકા અંગે, મેલ્યા ગોઠણીઆ બાજોઠ સંગે,
મોઆં રાધાવર રસિલી રંગે-ધન આજ૦
પહેલા પાક પરસ્યાછે પનવારે, બેઠા જાદવજી જીમવાજારે;
શોભે સુંદરી સતભામાહારે—ધન૦
ગુંદા ગાજર ગીરમીર ગુણકારી, કેરી કવરી કુંવાર કામણગારી;
ભાજીમાંએ હવેજ ભર્યાં ભારી—ધન૦
મેલ્યા મગદળ મોદક માલપુડા, રચ્યા રૂકમણીએ રાઇતા રૂડા;
કીધા કુબજાએ કામણ કુડા-ધન૦
પીધું શીતળ જળ યમુના જારી, બીડા ચાવી બેઠા આસનવારી;
કહે શિવજી જાઉંમેં બલેહારી-ધન આજ ઘડી૦

૭૨-થાળ રાગ ધોળ.

જમો તો જમાડું રે, જીવનમારા-ટેક.
વાલાજી મારા, સુવર્ણ થાળ ભરી લાવું;
કાંઇ મોતીડે વધાંવું રે,—જીવનમારા૦
વાલાજી મારા, ખાજાં જલેબીને મેવા,
કાંઇ ધીરે ધીરે લેવારે—જીવનમારા૦
વાલાજી મારા, શીરો પુરીને કંસાર,
કાંઇ ઉપર ઘી ધારરે—જીવ૦
વાલાજી મારા; જમના જળ ભરી લાવું,
કાંઈ આંચમન લેવરાવુ રે-જીવ૦

વાલાજી મારો, પાનની બીડીઓ આપું;
માંહે લવીંગ સોપારીનાં પુરે—જી૦
વાલાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુરે—જી૦
વાલાજી મારા, સુંદર સેજ સમારૂં;
કાંઇ રંગ ભેર રમાડું રે—જી૦
વાલાજી મારા, નરશીંઆ સ્વામી રંગ કીધો;
કાંઇ ભોગ ધરીને લીધોરે—જીવનમારા૦

## ૭૩-થાળ રાગ એજ.

જમો જમોરે જગ આધાર, જુગતે જમાડું,
શામળીઆ સરજન હાર, રંગ ભર રમાડું;
પુરીઓ સુંદર સાર, કરપુરે વાસી,
સીરાવો સાકર દુધ, હરીની હું દાસી
મારે ઘરે ધરી રહું હું, ઘી ભરીછે વાઢી.
હું ઠારૂંરે મારો હાથ, જીવન જમાડી,
પીરસું પીરસુરે પુળી પાક, સુંવાળી સેવું છે;
મારૂં મીંદર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
બેસો બેસોરે મીંદરમાંહે, છોગલીઆં છોડીને,
શું કરશે દુરીજન લોક, મુખડા મોડીને,
મારે નવરે કોઇનું કામ, કામ તમારૂં છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારૂં છે.

પીયો પીયોરે પુર્ણાંનંદ જીવનજળ લોટા,
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટા.
નર સૈયાંનાં ઠાકોર ઠીક, મન મારૂં મોહ્યું છે,
શ્યામળીઆ જાણ સુજાણ, સામું જોયું છે.

## શ્રીહરી દશ અવતાર રૂપે પ્રાર્થના

## ૭૪ આરતી સંગ્રહ.

જય મંગલકારી હરી, જય મંગલકારી;
અક્ષરપતિ અવતારી શ્રીપતિ સુખકારી—જયદેવ જયદેવ—ટેક.
હે ! હરિકૃષ્ણ કૃપાનિધિ, પ્રાણજીવન પ્યારા હરી ( ૨ )
સ્નેહે ધરીને સરવે, સેવે નરદાસ—જયદેવ જયદેવ. ( ૧ )
મચ્છ અને શુભ કચ્છ, સ્વચ્છ તનુધારી. હરી ( ૨ )
મંદ્રાચલને તોળયો, શંખાસુર મારી—જયદેવ જયદેવ. ૨
ધરી શુકર અવતાર, ધરણી ઉદ્ધારી હરી ( ૨ )
દાનવ પતિને માર્યો, પ્રૌઢ પીડા કારી—જયદેવ જયદેવ,
નૃસિંહ રૂપ ધરીને, પ્રલ્હાદ ઉગાર્યો હરી ( ૨ )
હિરણ કશિપુ આવે, મદવંતો માર્યો—જયદેવ જયદેવ.
બળીને છળવાકાજ, વામન રૂપ ધર્યું હરી ( ૨ )
ત્રણ ડગલા દાનેથી, રાજ સમગ્ર હરીયુ—જયદેવ જયદેવ.

જમદગ્નિ સુત થઇને, ફરસી કર ધારી હરી ( ૨ )
ખળક્ષત્રીને ખાંતે, દીધા સંહારી-જયદેવ જયદેવ.
જય જય જય જગવંદન, રઘુનંદન થઇને હરી ( ૨ )
રાવણ કુળ નિકંદન કર્યું, આપે જઇને—જયદેવ જયદેવ.
કૃષ્ણ રૂપે થઇને કેશવ, કંસાદિક માર્યા હરી ( ૨ )
પાંડવ દ્રૌપદી આદિક, જનને ઉગાર્યા—જયદેવ જયદેવ.
બુધરૂપે થઇ શુદ્ધ, હિંસા બંધ કરી હરી ( ૨ )
અસુરો મોહ પમાડયા, કર્મ કથા ઉચ્ચરી—જયદેવ જયદેવ.
કલંકીરૂપ ધરીને, કલ્કી અંતે સ્વામી હરી [ ૨ )
સતયુગ સ્થાપન કરશો, હણિ મલેચ્છ હરામી-જયદેવ૦
અધરમી અવની ઉપર, જયારે બહુ જામે હરી ( ૨ )
આપ પ્રગટ થઇ વૃષને, સ્થાપો સહુ ઠામે-જયદેવ૦
અંશ કળા અવતાર, સરવે આપણા હરી ( ૨ )
વળી આગે હરી ધરશો, એવા અનંત ઘણાં-જયદેવ૦
આપ સ્વયં છો સ્વામી, બળવંત બહુનામી હરી ( ૨ )
અકળીત અક્ષર ધામી, હરી અંતર જામી-જયદેવ૦
જય જય વિશ્વવિનાક, સુખદાયક શ્રીજી હરી ( ૨ )
જય જય વિશ્વવિહારી, સરવેશ્વર છોજી-જયદેવ૦

૭૫ પરબ્રહ્મની-આરતી.

જયદેવ ( ૨ ) જય મુક્તિદાતા ( ૨ )
અખિલ વિશ્વના ત્રાતા ( ૨ ) મુનિયલ ગુણજ્ઞાતા—જયદેવ૦

શ્રેષ્ટ સર્વથી આપ કહેવાઓ જગમાં ( ૨ )
વ્યાપી રહયાં સૌ સ્થાને, ભુ, જલ, નભ, નગમાં—જયદેવ૦
ત્રિભુવન રક્ષક તાત, ભકત ભીડ ભાગો ( ૨ )
આપ સંગથી કદી નહીં, પ્રભુ મુજને ત્યાગો—જયદેવ.
શરણે આવ્યો દાહ, શરણદ્વાર જાણી ( ૨ )
મમ શત્રુ સંહારો, પ્રેમ ઉરે આણી—જયદેવ૦
અવિનાસી ઓઇશ દોષ ન ચિત્ત ધરશો ( ૨ )
જીનામૃત જીવનને કતાર્થ દઇ કરશો—જયદેવ૦
તમ કરૂણાથી નાથ રહી ફેરૂંછુ માલા ( ૨ )
સ્વીકારશો સ્નેહે કરીને પ્રભુ છો કૃપાલા—જયદેવ૦

૯૬ શ્રી દેવીની આરતી.

જય ઉદયા શક્તીમા જય ઉદયા શક્તી અખંડ બ્રહ્માંડ ઉપાયા,
પડવે પંડીતમાં જયો જયોમા જગદંબે;
દીતીયા બેસવરૂપ શીવશક્તી જાણુંમા શીવશક્તી જાણું,
બ્રહ્મા ગુણપતિ ગાઉં હરગાઉં હરમાં જયો જયો;
ત્રીજ ત્રીનયના રૂપ ત્રીભુવનમાં બેઠામાં ત્રીભુવનમાં બેઠા,
કાયા સરખી તરવેણી તું તરવેણીમાં જયો જયો;
ચોથ ચતુરા મહાલક્ષ્મી બાઈસ ચરાચર વાળયાં,
ચાર ભુજા ચોદીશા પ્રગટયા દક્ષિણમાં જયો જયો;
પંચમી પંચરૂષી પંચમીગુણ પદ્મામાં પંચમી ગુણ પદ્મમાં,
પંચતત્વ ત્યાં સોહી એમાણે તત્વેમાં જયો જયો;

ષષ્ટિ તું નારાયણી નરકાસુર માર્યો માં નરકાસુર માર્યો,
નરનારીને રૂપે વ્યાપ્યાં સરવે માં જયો જયો;
સપ્તમી સપ્ત પાતાળ સાવત્રી સેન્યા મા સાવત્રી સેન્યા,
ગઉ ગંગા ગાયત્રી ગલરી ગીતામા જયો જયો;
અષ્ટમી અષ્ટભુજા આઈ આણંદામા આઈ આણંદા,
સુરનર મુનીવર જનમ્યા તું મોટી અંબા જયો જયો;
નવમી નવકુળ નાગ સેવે દુરગામા સેવે નવદુરગા,
નવરાત્રીના પુજન કિધા શીવબ્રહ્મા જયો જયો;
દશમી દશ અવતાર જય વીજ્યા દશમી મા વીજયા દશમી,
રામે સામરમાડયાં રાવણ રોળ્યો મા જયો જયો;
એકાદશી અગીઆરશ કાત્યાયની કાયા મા કાત્યાયની કાયા,
કાળા સમા કાળીકા કામાને રશયામાં જયો જયો,
બારસ બાલા રૂપ બહુચરી અંબા મા બહુચરી અંબા,
બટુક ભૈરવ સોહીયે તારાછે તુંજમાં જયો જયો;
તેરસ તુળજારૂપ તું તારૂણી માતા તું તારૂણી માતા,
બ્રહ્મા વિષ્ણું સદાશીવ ગુણ તારા ગાતા જયો જયો.
ચઉદશ ચઉદે રૂપ ચંડી ચામુંડા મા ચંડી ચામુંડા,
ભાવ ભકતી કાંઇ આપો સીંહુવાહુની માતા જયો જયો;
પુનમ કુંભ ભરાયો સાંભળજો કરૂણા મા સાંભળજો કરૂણાં,
વસીષ્ટ દેવે વખાણ્યા મારકંડ દેવે વખાણ્યા ગાવે શું શીવલીતા૦

સંવત સોળ સતાવને આઇ સોળશે બાવીસ મા સોળસે બાવીસમાં,
સંવત સોળમાં પ્રગટયા રેવાની તીરે-જયો૦
ત્રંબાવતી નગરીઆઇ રૂપવતી નગરી આઇ મછાવટી નગરીઆઇ,
સોળસહસ્ત્ર ત્યાં સોહીયે ક્ષમા કરો ગઉરી દયા કરો ગઉરી-જયો૦
શીવશક્તીની આરતી જે કોઇ ગાશે જે કોઇ ગાશે,
ભણે શીવાનંદ સ્વામી સુખ સંપત થાશે જયો જયો મા જગદંબે.

## ૭૭ સર્વદેવ-આરતી.

કરત મંગલ આરતી પ્રભુઅવિનાશ પદકે પ્રાત વખતે
કરત મંગલ આરતી—ટેક.
તીન ગુન ચાર વેદ સાતવાર પનર તિથી,
અકલપંથ હિંગલાજ દેવી, સમરીએ સ્વામી ગણપતી-કરત૦
શુક શામ ગોરખ વીર હનુમંત, ગરૂડ લછમન છે જતી,
નવ કરોડ નાગણ મીલકે આવો, ચોસઠ જોગણી સરસ્વતિ-ક૦
નવલખ તારા રવીશીશી, બાંવન વીર કરે કીરતી;
ચૌદ લોકમેં કીરતી તારી, ભોમ પાતાલ ને ભોમકી-કરત૦
અષ્ટ કરોડ પર્વત સાત સાહેર, અઢાર ભાર વનસ્પતિ;
નવસો નવાણું નધી નીર નરમલ, ગંગા જમુના ભાગેરતિ-કરત૦
દશ દિગપાલ ઇંદ્રબ્રહ્મા, નારદ તુંબર શિવશકિત;
સહસ્ત્ર અઠાશી રૂષી રચત હૈં, ત્રેત્રીશક્રોડ સુરપતિ-કરત૦
ધુરૂવ અંબરીષ પ્રલાદ હરીચંદ, બલકર્ણા રૂખમાંગતિ;
નવનંદમે ઇશીતારી, માતા કું તાને ધુરપતિ-કરત૦

અનહદ મહેલ અમે મંડલ, વાગે ગીરીગીરી નોબતી;
નીત તુર નીરમ તનીર નરમલ, રામા ગુરૂ તારી આરતી–કરત૦

૭૮ શ્રીકૃષ્ણ આરતી.

જયદેવ, જયદેવ, જય ગોકલચંદા, જય ગોકલચંદા,
બ્રજપતી કુંજવિહારી, દેવલ સુખકંદા—જય–ટેક.
રાધાપતી સુખરાશી, નટવર નવરંગા ( ૨ )
મોર મુગટ મસ્તક ધરી, છબી નૌતમચંગા–જય૦
ગો ગોપી ગોકુલહિત, કર ગીરીવર ધર્યો ( ૨ )
સેન સહિત સુર પતિકો, અતિમદ ઉતાર્યો–જય૦
જમુના તટ જદુનંદન, રોકત મહિઆરે ( ૨ )
બ્રજ જનમો દળઢાવત, કીયા સુખકારી–જય૦
રાધાને સંગ ઉભા, લઇ બંસી હાથે ( ૨ )
બ્રહ્માનંદ બલેહારી, મોહન છબીમાધે–જય૦

૭૯ શ્રી સહેજાનંદની આરતી બીજી.

જય અંતર જામી, પ્રભુ જય અંતર જામી,
વાસુદેવ સુખ વ્યાપક, નિરગુણ નિષ્કામી–જયદેવ૦
અનંત ચંદ્ર રવી સરખાં, મહા મુનીવર સંગે ( ૨ )
ચરણ કમલ નિત્ય સેવે, અતિસય ઉમંગે–જય૦
બ્રહ્મા ભવ સનકાદિક, નિત્ય દરશન આવે ( ૨ )
પ્રેમ ગણે કરીયુજે, નિશદિન ગુન ગાવે–જય૦

તજો મય તનધારી, શ્વેતધીપ સ્વામી ( ૨ )
મુનીવર મધ્ય બીરાજે, અતિ આનંદકારી-જય૦
પ્રગટરૂપ પુરૂષોતમ, હરીઆજ અવતારી ( ૨ )
મુકતાનંદ માહા પ્રભુવર, જાએ બલેહારી-જય૦

૮૦ શ્રીરામચંદ્રાની-આરતી.

ખેલત ચારૂભાઇ શ્રી આંગણીયાંમેં ખેલત ચારૂભાઇ-ટેક.
શીતારામ લછમન ભરત શતરૂઘન, શોભા બરનન જાઇ-શ્રી.
ચાર રભોનો ખેલ રચ્યો હે, ફુલન ગેંદ બનાઇ,
તિન લોકકી સકલ સંપદા અવધપુરીમેં ચલી આઇ-શ્રી.
ઠોર ઠોર મુનીજનકે આશ્રમ, બેઠે ધ્યાન લગાઇ;
શીશ મુગટ કર ધનુષ્ય બીરાજે, દશરથ સુત રઘુરાઇ;
માત કૌશલ્યા કરત આરતિ, આનંદઉ રનસમાઇ-શ્રી.
સર જાુકી તીર અજોધ્યા નગરી, અપને હાથ બનાઇ;
તુલશીદાસ ધનથી કૌશલપુર, ભાગ્ય બડોજીને પાઇ-શ્રી.

૮૧ શ્રી કૃષ્ણની-આરતી.

કાનન મંગળ ગાયે, જશોદા મઇયા કાનન મંગળ ગાયે;
પુરાણબ્રહ્મ અખંડ અવિનાશી, સોજાકી ધેન ચરાવે—જ૦
કોટી કોટી બ્રહ્માંડકો કરતા, જપ તપ ધ્યાન નઆવે;
ન જાણુ એ કોણ પુન્યસે, જસોદામતી ગોદ ખેલાવે—જ૦
શીવ શનકાદીક ઓર બ્રહ્માદિક, નીગમને તીને તીગાવે;
શેષ સહસ્ર મુખ રટત નિરંતર, શોજાકો પાર ન પાવે-જ૦

સુંદર બદન કમળદળ લોચન, ગઉધનકે સંગ આવે;
માત જશોદા કરત આરતી, કબીરોજી દરશન પાવે-જ૦

## ૮૨ સંત મહીમા આરતી.

આરતી સુંદર કીજે રાજ, આરતી ઉમંગે ઉતારૂં રાજ;
આજ ઘરે બ્રહ્મવેતા ભલે આવેયા, આરતી સુંદર કીજે રાજ;
આરતી ઉમંગે ઉતારૂં રાજ, આજ ઘરે પ્રાણ આધાર—ટેક.

ધુપ ચંદન ચાવલ હિલાવું, પ્રેમે પુષ્પે મુર્તાડે વધાવું;
જનમ કરૂં સુફલ, સખીયુંને તેડી આવુ મહારાજ—આજ૦
ચરણ કમલ હું પ્રીતે પખાળું, તનમન ધન તાપ હલદ વારૂં,
દરશન કરે અઘ જાએ, મુરતી દીલ ધારૂં માહારાજ—આ૦

રામ તુલમેં લીધા માની, મન ક્રમ વચનેમે રહું ઉબાની,
રાખુ ન અંતર કોએ, જાઉં બલકુલ બાની મારાજ—આ૦
જેહી રૂચી તેહીમેં દેવું, સત્ય સમ સાચુંરી કહું;
યામેં સંસય નાહીં, ચરણમેં હું રહું મહારાજ—આ૦
વિવિધના હું મેવા જમાડું, ગમે ગોવિંદને સહુ આણું;
સહેજપર સુવારૂં, મારૂં મન રમાડું મહારાજ—આ૦
સંત સેવાનો મોટો મહિમા, રેડે સમુંદર સાતે સાહીમાં,
પાર નલે શેષ જણાએ સાચી, નહી માને બુધ જનકી કાચી;
દશ રણછોડ હરીચરણ કમલમાં, રહયો રાચી મહારાજ-આ૦

## ૮૩ શ્રી પ્રભુની આરતી.

જયદેવ જયદેવ જય જય જગકર્તા, પ્રભુ જય જય જગકર્તા,
ભગવત તું ભવકર્તા ( ૨ ) હરકત સંહર્તા—જય૦
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ.
સકલ કળાધર શ્રીમત ( ૨ ) ધીમત ધરમાત્મા—જય૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુનામી—પ્રભુ.
વિમળ મંડળ વિશ્રામી ( ૨ ) ધન્ય અચળ ધામી—જય૦
તત્ત્વ સકળ ગુણતારા, સર્વ થકી સારા—પ્રભુ.
અંતર જામી હમારા ( ૨ ) પ્રાણ થકી પ્યારા—જય૦
કરૂણાકર ઉપકારી, ધરમ બિરદધારી—પ્રભુ.
તેં ભવપાર ઉતારી ( ૨ ) અગણીત નરનારી—જય૦
તુજ મહિમા બહુ મોટા, શુભ તારી શકિત—પ્રભુ૦
સુરનર મુનિવર માગે ( ૨ ) ભલિતારી ભકિત—જય૦
જે હરી ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો—પ્રભુ.
અભય કરણ આદર જો ( ૨ ) ઉરઆજી ધરજો જય૦

## ૮૪ શ્રી પ્રભુનાં નામની ધુને વારંવાર બોલવાની.

રામકૃષ્ણ ગોવિંદા, જે જે ગોવિંદા, ( ૨ )
હરિકૃષ્ણ ગોવિંદા, જે જે ગોવિંદા, ( ૨ )
હરેરામ ગોવિંદા, જે જે ગોવિંદા, ( ૨ )
વાસુદેવ ગોવિંદા, જે જે ગોવિંદા, ( ૨ )

રાધે ગોવિંદા, જે જે રાધે ગોવિંદા, ( ૨ )
વૃંદાવનચંદ, જે જે રાધે ગોવિંદા, ( ૨ )
માધવ મુકુન્દા, જે જે માધવ મુકુંદા, ( ૨ )
આનંદ કંદ, જે જે માધવ મુકુંદા, ( ૨ )
નારાયણ હરે, શ્રીમન નારાયણ હરે, ( ૨ )
કૃષ્ણદેવ હરે, જે જે કૃષ્ણદેવ હરે ( ૨ )
વાસુદેવ હરે, જે જે વાસુદેવ હરે ( ૨ )
રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ, ( ૨ )
હરેરામ હરેરામ, રામ રામ હરે હરે. ( ૨ )
હરેકૃષ્ણ હરેકૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે. ( ૨ )
રાધેકૃષ્ણ પ્રભુ કુંજવિહારી, મોરલીધર ગોવર્ધનધારી;
જય જય જશોદાનંદકી, દશરથ સુત આનંદ કંદકી,
જય જય ગોવર્ધનધારી; મુકુંદ માધવ ગીરધારી.
હરી નારાયણ, ગુરૂ નારાયણ, ( ૨ )
રામચંદ્ર રઘુવીર, જય જય રામચંદ્ર રઘુવીર ( ૨ )
હરી હરી નારાયણ હરી ( ૨ )
રણછોડ રંગી, મારા જનમ જનમનાં સંગી ( ૨ )
રણછોડ રાયા, મુને લાગી તુ મારી માયા ( ૨ )
રણછોડ રશીઆ, મારા હૃદય કમલમાં વશીઆ ( ૨ )
સચ્ચા સચ્ચારે નામ તેરા હરિ વિઠ્ઠલ નામ ( ૨ )
હરિ વિઠલા પ્રભુ વિઠલા. ( ૨ )

# આશ્રય દાતાના નામની યાદી.

૧૦૫ શેઠ પ્રાગજી સુરજી.
૧૦૫ જોશી નરશી માવજી.
૨૫૧ સ્વામી સુખાત્માનંદજી.
૧૫૧ સાધુ ઓધવદાસજી.
૫ ઠા. કાનજી ખેતશી.

રવાપર.

૨ કોઠારી લાલજી મુરારજી.

મગવાણા.

૨ કોઠારી ગંગારામ જેઠમલ.

રોહા.

૪ ઠા. રામજી જેરામની કું.
૧ ઠા. વાગજી કાનજી.
૧ ઠા. કરમશી પ્રસોતમ.
૧ શેઠ પ્રસોતમ તુલશીદાસ.
૧ પંડયા કરૂણાશંકર કાનજી.

વિરાણી.

૧ ઠા. રામદાશ ટલા.

રામપર.

૧ ઠા. રામદાશ પાકીટવારા.

નલીઆ.

૧ ઠા. ખેરાજ ખટાઉ.

જખૌ.

૧ ઠા. વીરજી ધારશી.

૧ જોશી ગવરીશંકર લીલાધર.
૧ જોશી મડુ મુલજી.
૧ જોશી પ્રેમજી જેઠા રેશમવાલા.
૧ કોઠારી ખટાઉ સુરજી.—રોહા.
૨ ઠા. મુલજી ઓધવજી કામદાર.

મઉ.

૧ ઠા. માધવજી નારાયણજી.
૧ કોઠારી જીવણદાશ કરશનદાશ.

રોહા.

૧ ઠા. નેણશી માધવજી.

ભુજ.

૧ ઠા. વલભજી શાવજી.
૧ ઠા. વીઠલદાશ સુરજી.

આશણીઆ.

૧ શા. નથુ કાનજી કોઠારા.
૧ શા. જીવરાજ ખટાઉ.

જખૌ,

૧ ઠા. દયાલ નથુની કું.

કલકતા.

૧ ઠા. ગોવીંદજી નથુ વાધજી.

મંજલ.

૧ ઠા. રામજી કુંઅરજી

ફરાદીઆ.

૧ દરજી જાદવજી શીવજી.

મંજલ.

૧ જોશી ઓધવજી ઘેલા.

મંજલ.

૧ દોશી અનંતરાય લક્ષ્મીદાશ.

શીહોર.

૧ ઠા. વેલજી ખીમજી.

સુડધરો.

૧ પ્રસોતમ કલ્યાણજી.

૨ ઠા. મનજી હીરજી.

૧ ઠા. કરશન પ્રસોતમ.

૧ ઠા. માવજી લાલજી.

૧ ઠા. કાનજી ડુંગરશી.

નેત્રા.

૧ ઠા. ભવાનજી વિશ્રામ.

૨ ભણુસારી નાનજી પેરાજ.

૧ કોઠારી વલભજી લાલજી.

૧ કોઠારી કાનજી વેલજી.

૧ વ્યાસ પ્રાણશંકર લાધારામ શર્મ્મા.

૧ વૈદ્ય કુબેરદાશ દામોદર.

શુકલ.

૧ ભટ ગોવિંદજી જાદવજી.

૧ નાનજી હરીરામ.

૧ ચાપશી ઓધવજી.

૧ જેઠા નેણુશી.

૧ ભાગબાઇ.

૧ રણુછોડ લખમશી.

૧ વ્યાસ ઉમાશંકર લીલાધર શર્મ્મા.

૧ વ્યાસ હીરજી તુલશીદાશ શર્મ્મા.

૧ જોશી કરશનદાશ ધોવારકાદાશ.

કલકત્તા.

૧ ગીસ્ત્રી ભવાનજી હરજી—રોહા.

૧ ઠા. પ્રેમજી વાલજી.

૧ ઠા. કરશનદાશ કાનજી.

૧ ઠા. રામદાશ કાનજી.

૧ ઠા. દયાડ સુંદરજી.

૧ ઠા. ભાણજી મેગજી.

૫૧ સત્સંગી K. D.

૫ કોઠારી રામજી ટોપણ—રોહા.

૧ સોની હંસરાજ ગાંગજી.

૧ કોઠારી કાનજી મનજી.

મેવાવાલા.

૧ ઠા. રણુછોડ વૈદ્ય સાએરો.

૧ ઠા. રાઘવજી ત્રીકમજી શ્રીકૃષ્ણના

દલાલ અંજાર.

૧ ઠા. શીવજી કરમશી—ગઢશીશા.

૧ ઠા. તુલશીદાશ જાદવજી.

૨ જોશી હીરજી મનજી.

૨ જોશી ગોવીંદજી હીરજી.

૧ પંડિત ધરમશી ખીમજી.
૧ જોશી પ્રાગજી ખીમજી,
૧ વ્યાસ વિશ્રામ પ્રસોતમ
૧ ડા. મોતીરામ ઉમરશી.
૧ ડા. રાઘવજી મોતીરામ.
૧ નાશીક લાયબ્રેરી.
૧ માંડવી લાયબરેરી.
૧ અંજાર લાયબરેરી
૧ વૈદ્ય પ્રસોતમ જાદવજી.
૧ જોશી દેવજી વાલજી.
૧ જોશી પેરાજ વાલજી.
૧ પંડયા છગનલાલ ગોપાલજી.
૧ જોશી લાલજી મથરાદાશ,
૧ ડા. ખીમજી ધનજી.
૧ ડા. મોનજી કલ્યાણજી.
૧ ડા. વેલજી વંકા.
૧ ડા. ઉમરશી ધારશી.
૧ ડા. જમનાદાશ દયારામ.
૫ પંડીત દયારામ ખટાઉ મહોપાધ્યાય.
૧ પંડીત કાનજી મોહજી કર્તાતીક.
૧ પંડીત જયરામ ઉકેડા.
૧ પંડીત રામચંદ્ર ખીમજી.
૧ પંડીત ગોવીંદજી લધા.
૧ પંડીત લાલજી પ્રેમજી.
૧ પંડીત લાલજી કાનજી.
૧ પંડીત ખીમજી તથા દયાડમાલજી
૧ જોશી રણછોડદાશ શંકર.
૧ જોશી છોટાલાલ મુલજી.
૧ વ્યાસ પ્રશોતમ નારાણજી.
૧૫ ડા. કલ્યાણજી સુંદરજી.
૧ ડા. લખમીદાશ દામજી.
૧ ડા. મેઘજી પ્રસોતમ.
૧ ડા. કેશવજી માધવજી.
૧ સાકરબાઇ.
૧ નાનબાઇ.
૧ વેલબાઇ.
૧ મુલબાઇ.
૧ અમૃતબાઇ.
૧ કસ્તુરબાઇ.
૧ પુરબાઇ.
૧ ડા. મુલજી વિશ્રામ.
૧ શેઠ પ્રધાન વાધજી.
૧ ડા. રણછોડદાસ તુલશીદાશ.
૧ શેટ મથરાંદાશ હીરજી.
૧૨ ભકત ખીમજી રવજી.

# વિદ્યાવર્ધક પુસ્તકાલય તરફથી પ્રગટ થતાં પુસ્તકોની ટુંક યાદી.

| | રૂ. આ. પા. |
|---|---|
| ત્રિવિધ બોધ પ્રકાશ, ( બાર ભાગમાં ઉતમ પ્રશ્નોતર ) | ૧–૦–૦ |
| રત્ન પ્રબોધ વચનામ્રત સહસ્ત્રી ( આ. બીજી ) | ૦–૮–૦ |
| શિવ ભજનાવળી ( આવૃતી ચોથી ) | ૦-૧૨-૦ |
| ભજનભુષણ તથા ભકિતભુષણ આવૃતી ત્રીજી હવે પછી | ૧–૮–૦ |
| પતિવૃતા પારશમણિ | ૧–૦–૦ |
| સુબોધ સુધારક | ૧–૦–૦ |
| ચતુર ચિંતામણિ | ૧–૦–૦ |
| દરિયા દેવની પ્રાર્થના | નથી |
| વહેમ વિદારણ | ૧–૦–૦ |
| ચમત્કારીક વાતચિત | ૧–૦–૦ |
| દ્રષ્ટાંત દરપણ | ૧–૦–૦ |
| યશચંદ્રિકા | નથી |
| ગૌરક્ષા પંચરત્ન | નથી |
| શુકન શાસ્ત્ર | તૈયાર થાયછે |
| સંક્ષેપ સંધ્યા; | ૦–૦–૬ |
| આરતી સંગ્રહ | ૦–૧–૦ |

વિગેરે સુચના—ડબલ કાર્ડથી જવાબ આપવામાં આવશે.

સર્વે પુસ્તકોનું ટપાલ ખરચ જુદોછે.


વ્યાસ–દયારામ રતનશીંહ શર્મ્મા;

વડગાધી, તુલશીદાશ સુરજીનાં માલામા

બીજે દાદરે—મુંબઇ;–નં. ૩

# ફેનસી મન પસન દાગીના.

મીશન પાલીસનાં સોનાના અનેક પ્રકારના દાગીના જેવા કે મોહનમાળા, તોરણમાળા, જવનોહાર, કળા, પટલી, બંગળી, પોંચી, વિગેરે ઉમદા ચાલુ જમાનાને બંધ બેસતા વાયદા પ્રમાણે પ્રમાણીકપણાથી જો કામ કરાવું હોય તો, મુંમ્બાદેવી પાસે સરાફ ડા૦—જેરામ રામજીને મારફતેજ કરાવવા ખાશ સારરવતો લુવાણા, ભાટીઆ, વાણીઆઓ પૈકી કચ્છી સદ-ગ્રહસ્થોને અનુભવ પુર્વક ભલામણ કરવામાં આવેછે, ખોટી પ્રસંસા નથી પરંતુ નિમિત અને પ્રમાણીકપણાથી ઉમદા સુવર્ણ અલંકારદિકની કારીગરીનું એક વખત કામ આપી ખાત્રી કરશો, દગાનો બીલકુલ ભય નથી;

વ્યાસ—દયારામ રતનશી શર્મા.

# આ પુસ્તકો નિચે લખેલ ઠેકાણે મળશે.

---

૧–વ્યાસ દયારામ રતનશીંહ શર્મ્મા.
વડગાધી, તુલશીદાસ સુરજીના માળામાં,
બીજે દાદરે–મુંબઇ. નં. ૩

૨–પંડીત વલ્લભજી રતનશી શર્મ્મા.
વડગાધી, ધરીઆથાન ગલી મહાજનવાલો માળો,
મુંબઇ. નં. ૩

૩–જોશી ધારશી રતનશીંહ પાયડીવાલા.
કોટ હોળી ચકલો. મુંબઇ નં. ૧

૪–ઠા. વિશનજી હરીરામ બુકસેલર.
માંડવીના પુલ સામે, મુંબઇ નં. ૩

૫—ઠા. વીશનજી પરમાનંદ બુકસેલર,
કાલકાદેવી રોડ–મુંબઇ નં. ૨

# વિદ્યાવર્ધક પુસ્તકાલય તરફથી પ્રગટ થ૰
# પુસ્તકોની ટુંક યાદી.

| | રૂ. આ. |
|---|---|
| વિવિધ બોધ પ્રકાશ, ( બાર ભાગમાં ઉતમ પ્રશ્નોતર ) | ૧-૦- |
| રત્ન પ્રબોધ વચનામ્રત સહસ્ત્રી ( આ. બીજી ) | ૦-૮- |
| શિવ ભજનાવળી ( આવૃતી ચોથી ) | ૦.૧૨. |
| ભજ્ઞ કુસુમ [illegible] આવૃતી ત્રીજી હવે પછી | ૧-૮- |
| [illegible] | [illegible] |
| સુબોધ સુધારક | [illegible] |
| ચતુર ચિંતામણિ | ૧-[illegible] |
| હરિયા દેવની પ્રાર્થના | નથી |
| વહેમ વિદારણ | ૧-૦-૦ |
| ચમત્કારીક વાતચિત | ૧-૦-૦ |
| દ્રષ્ટાંત દરપણ | ૧-૦-૦ |
| યશચંદ્રિકા | નથી |
| ગૌરક્ષા પંચરત્ન | નથી |
| શુકન શાસ્ત્ર | તૈયાર થાયછે |
| સંક્ષેપ સંધ્યા; | ૦-૦-૬ |
| આરતી સંગ્રહ | ૦-૧-૦ |

વિગેરે સુચના—ડબલ કાર્ડથી જવાબ આપવામાં આવશે.

સર્વ પુસ્તકોનું ટપાલ ખરચ જુદોછે.

વ્યાસ—દયારામ રતનશીહ શર્મ્માઃ
વડગાબી, તુલશીદાશ સુરજીનાં માલામા
બીજે દાદરે—મુંબઈ;—નં. ૩